# દીકરી જન્મનાં વધામણાં “શક્તિપૂજાને સંગ”

- કિન્નરી શાહ

ફોટોગ્રાફર - નરેન્દ્ર ઓતિયા



આપણા ગુજરાતનાં જળ સ્થાપત્યો વિશ્વ પ્રસિધ્ધ છે અને સમગ્ર વિશ્વમાં આપણી પ્રાચીન જળ વ્યવસ્થાએ કુતુહલ પેદા કર્યું છે અને થવું જ જોઈએ કેમ કે આપણા પ્રાચીન તળાવો,વાવ, કુંડ અને કૂવાઓ પણ અદ્ભુત શિલ્પ સ્થાપત્ય ધરાવે છે. હવે આપણી ફરજ છે કે આ જળ સ્મારકોને વિવિધ માધ્યમથી ઉજાગર કરીએ. મોટા ભાગના જળ સ્થાપત્યો બિન સચવાયેલી, ખંડીયર તેમજ બિન વપરાશની અવસ્થામાં છે. જેનો ઉપયોગ કરી તેને જીવંત બનાવવી અતિ આવશ્યક છે અને એ માટે આપણે સૌ સહિયારો પ્રયાસ કરીશું તો જ શક્ય બનશે.

મહેસાણા જીલ્લો શિલ્પ સ્થાપત્યની દ્રષ્ટિએ ઘણો જ સમૃધ્ધ છે અને અનેક મંદિરો, ભવનો, જળ સ્થાપત્યો આ જિલ્લામાં આવેલા છે તેમાનું એક વિશેષ સ્મારક છે આખજમાં આવેલો શકિત કુંડ. સોલકી યુગના પ્રારંભે બંધાયેલ આ ચોરસ કુંડની દીવાલો પર વિવિધ દેવ-દેવીઓનાં શિલ્પો જોવા મળે છે તેમાં પણ ગણેશજીની વિવિધ આયુધોવાળી શિલ્પ રચનાઓ વિશેષ છે. અહી સૌથી વધુ ધ્યાન ખેંચનાર શિલ્પ બાળકને જન્મ આપતી માતાનું છે. અનેક દેવીઓની મૂર્તિઓ અહીં હોવાથી આ કુંડ શકિત કુંડનાં નામે સુપ્રસિધ્ધ છે.




અતુલ્ય વારસો સંસથાનાં સ્થાપક કપિલ ઠાકરની દીકરીનો જન્મ દિન પ્રતિ વર્ષ વિવિધ ઐતિહાસિક સ્મારકો ખાતે અનોખી રીતે ઉજવણી કરવામાં આવે છે અને ચાલુ વર્ષે કોરોનાની મહામારી વચ્ચે ખુબ જ ઓછા સભ્યોની હાજરીમાં આખજ ખાતે દીકરીનો ત્રીજો જન્મ દિન ઉજવવામાં આવ્યો. નાનકડી દીકરીનો જન્મ દિન હોય તો તેની ઉજવણી કરવાનો ઉત્સાહ અનેરો હોય છે પરંતુ મૂળ અમે વારસાને લગતી પ્રવૃતિઓ સાથે સંકળાયેલા હોઈ અમારો અંદાજ થોડો અલગ હોવો તે સ્વાભાવિક છે. મારી વાતની મૂળ વાત મુજબ શકિતની ઉપાસના શકિત દ્વારા થાય તેનાથી મોટી વાત કઈ હોઈ શકે ? એ જ વિચારને અમે અમલમાં મૂકી એક નવો પ્રયોગ અમે હાથ ધર્યો. આખજ ખાતે આવેલા શકિત કુંડમાં મારી નાનકડી દીકરીનો જન્મ દિન ઉજવી અમે બે બાબતોને સિધ્ધ કરવાનો પ્રયાસ કર્યો એક માઁ શકિતની ઉપાસના અને બીજો શકિત સાથે સંકળાયેલ કુંડને ઉજાગર કરવાનો. મહેસાણા નજીક આવેલ આખજમાં આવેલા ૧૦મી સદી આસપાસનો કુંડ અમારા માટે જન્મ દિન ઉજવણીનું સુંદર સંભારણું બની રહ્યું જેને લગતા કેટલાક ફોટોગ્રાફસ આ સાથે સામલે છે. આપ સૌ પણ આગામી સમયમાં આપના નાના મોટા પ્રસંગોમાં ચોક્કસાઈ પૂર્વક ધ્યાન (ખાસ કરીને સ્વચ્છતા અને નુકશાન ન થાય તે બાબત) રાખીને આવા ઐતિહાસિક સ્મારકોને ઉજાગર કરવાનો પ્રયાસ કરશો જે થકી આપણી ધરોહર જીવંત બને તે આવો આ દિશામાં પહેલ કરીએ.

અતુલ્ય વારસો®
Know Your Identity

ISSN : 2321- 4880
**નોંધણી નંબર :**
સોસાયટી નોંધણી નં. : ગુજ/૧૪૩૩૬ /અ'વાદ.
જાહેર ટ્રસ્ટ નોંધણી નં. : એફ /૧૪૧૪૯/અ'વાદ.

**પ્રકાશક :**
હિસ્ટોરીકલ એન્ડ કલ્ચરલ રિસર્ચ સેન્ટર(HCRC), અમદાવાદ

**તંત્રી :** કપિલ ઠાકર

**સહતંત્રી :** કિન્નરી શાહ

**સલાહકાર સમિતિ :**
શ્રી પ્રવીણ ક. લહેરી, શ્રી વાય. એસ. રાવત
શ્રી સુભાષ બ્રહ્મભટ્ટ, ડૉ. વિશાલ જોષી
શ્રી કીર્તિ ઠાકર,પ્રા. રફીકા સૈયદ સુલતાના,
ડૉ. પી. એસ. ઠક્કર

**કો-ઓર્ડિનેટર :** રોનક રાણા

**ફોટોગ્રાફર :** નરેન્દ્ર ઓતિયા

**મુખપૃષ્ઠ ફોટો :**
રાણીની વાવનું ચિત્ર
ચિત્રકાર - હેમલ સોલંકી

**Keep in touch with us for Subscribe your "Digital Edition" by :**

9825129703, 9328312363
atulyavarso
@AtulyaVarso001
atulyavarso.magazine
atulyavarso@gmail.com
www.atulyavarso.com

# તંત્રીલેખ



નમસ્કાર મિત્રો,

કોરોનાની મહામારી વચ્ચે ધીમે ધીમે આપણા સૌનું જનજીવન સામાન્ય થઈ રહ્યું છે અને ગુજરાતી સ્વભાવ પ્રમાણે મુશ્કેલીઓને પણ પ્રસંગમાં ફેરવી આનંદ મેળવનાર આપણે સૌ આવા કપરા સમયને પણ ખુબ સરળતાથી પાર પાડી રહ્યા છીએ. અતુલ્ય વારસો દ્વારા પણ વિવિધ સેવાકીય પ્રવૃતિઓનો ધીમે ધીમે પુનઃ આરંભ કરાઈ રહ્યો છે.

હું જ્યારે જ્યારે ગુજરાત વિશે વિચારુ છું ત્યારે ત્યારે મારી નજર ગુજરાતનાં વિવિધ વિસ્તારો પર પડે છે. જેમાં કચ્છ, સૌરાષ્ટ્ર, દક્ષિણનો આદિવાસી કલાથી સમૃધ્ધ વિસ્તાર, ઉત્તર અને મધ્ય ગુજરાત, આ બધા વિસ્તારો અનેકવિધ રીતે સમૃધ્ધ છે અને આ પ્રદેશનાં લોકોએ વેપાર અને વસવાટની દ્રષ્ટીએ અડધી દુનિયા પર વિજય મેળવ્યો છે. તેમ કહેવું જરાય અતિશયોક્તિ નથી. આપણા રાજ્યમાં અનેક કલાકારો, કારીગરો ઉપલબ્ધ છે જે આંતરરાષ્ટ્રીય કક્ષાનું ઉત્પાદન કરે છે પણ જેને યોગ્ય સ્ટેજ મળતું નથી સાથે "અતુલ્ય વારસો" આગામી સમયમાં "ગુર્જુ હેન્ડ" નામની જાણીતી કંપની સાથે જોડાણ કરી હસ્ત બનાવટ, વણાટકામ, ચિત્રકારી, રાજ્યનાં સ્થાનિક મહત્વનાં પ્રવાસન કેન્દ્રોને અનુલક્ષીને સુવેનિયર (મોમેન્ટો) તૈયાર થાય તે માટે પ્રયાસો હાથ ધરવાનાં છીએ. જેનો અમારો મુખ્ય હેતુ ગુજરાતીઓનાં હસ્તે તૈયાર કરવામાં આવેલી બનાવટોને આંતરરાષ્ટ્રીય સ્તર સુધી પહોંચાડવી. અમારા આ પ્રયાસમાં આપ સૌનો સાથ આવકાર્ય છે અને આપ અથવા આપની આસપાસ કોઈ મહિલાઓનાં સંગઠન દ્વારા અથવા સ્વતંત્રપણે કોઈ હસ્તઉધોગ કર્યરત હોય તો તેને અમારી સાથે સંકલન કરાવી આપશો જેથી અમો અમારી કક્ષાએ માર્કેટ પુરુ પાડવા પ્રયાસ કરીશું. વર્તમાન અને આવનાર સમય એવો છે કે એકબીજાનાં સહકારથી આગળ વધીએ અને અમે પણ એ જ પ્રયાસમાં આગળ વધી રહ્યાછીએ જેમાં આપનો સાથ પણ આવશ્યક છે.

અતુલ્ય વારસો સામયિકનાં પ્રસ્તુત અંકમાં પશુપાલનનો ઈતિહાસ, વાઈલ્ડલાઈફ, પ્રાચીન કૂવાઓ, પ્રશ્નોત્તરી, અતુલ્ય ગુજરાત/ભારત/વિશ્વની નિયમિત કોલમ જેવી અનેક બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે જે આપ સૌને ઉપયોગી નિવડશે તેની મને ખાતરી છે.

જય હિંદ...

- કપિલ ઠાકર



# અનુક્રમણિકા



















# હાલનું અડધું પાટણ શહેર ઐતિહાસિક સહસ્ત્રલિંગ સરોવર પર વસ્યું છે

- નરેશ અંતાણી
ફોટોગ્રાફર - કપિલ ઠક્કર

ભારતીય વાસ્તુ ગ્રંથોમાં જળાશયોની વ્યવસ્થા અને પુર કે નગરની રચનામાં તેઓનું અનન્ય સ્થાન, પ્રકાર તથા વિવિધ ઘાટો વિશેની વાત કરવામાં આવી છે. જળાશયોમાં મુખ્યત્વે ચારેબાજુ બાંધેલા સરોવર, કુંડ તથા વાવ તેમાં મહત્વનું સ્થાન ધરાવે છે.

ગુજરાતના કેટલાય ગણનાપાત્ર ઐતિહાસિક જળાશયોની વિગત મળી આવે છે. સોલંકી રાજનું પાટનગર અણહિલવાડ પાટણ જે કચ્છના નાના રણના કાંઠે આવેલું સ્થળ છે. બનાસ અને સરસ્વતી નદીઓ તેની પાસે સિધ્ધરાજના પુરોગામી દુર્લભરાજે અહીં સરોવર બંધાવ્યું હતું અને આગળ જતા સિધ્ધરાજે તેનો જીર્ણોધ્ધાર સહસ્ત્રલિંગ સરોવરના નામે કરાવ્યો હતો. આજે આ સહસ્ત્રલિંગ સરોવરની વિગત મેળવીએ.

સરસ્વતી નદીના પ્રવાહને આ જગ્યાએ વાળી સરોવરને સમૃધ્ધ કરવામાં આવ્યું હતું. હેમચંદ્રજીના દ્વયાશ્રમ કાવ્યમાં આ તળાવનું સુંદર વર્ણન કરવામાં આવ્યું છે. અને આ વર્ણનના આધારે પૂર્વ વડોદરા રાજ્યના પુરાતત્વ ખાતા દ્વારા અહી ઉત્ખનન કરાવતાં તેમાં વર્ણવાયા મુજબના જ ગરનાળા, રુદ્રકૂપ યથાવત સ્થિતિમાં મળી આવ્યા હતા. સહસ્ત્રલિંગ સરોવરનો આકાર વલયાકાર એટલે વૃતાકાર હતો. એની ચારે બાજુએ ઘાટ આવતા હતા. આ તળાવનું વર્ણન ગુજરાતના રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસના ચોથાભાગમાં કરવામાં આવ્યું છે.

હેમચંદ્રજીએ પોતાના કાવ્યમાં આ સરોવરને કાંઠે ૧૦૦૮ શિવ મંદિર, ૧૦૮ દેવી મંદિર તથા એક દશાવતારનું મંદિર હોવાનું જણાવ્યું છે, એના કાંઠે સૂર્ય, ગણેશ તથા કાર્તિક સહિત અનેક દેવોની દેરીઓ પણ હોવાનું તેમાં નોંધાયું છે. સરોવરના મધ્યભાગમા વિધ્યવાસિની દેવીનું મંદિર પણ હતું અને એ મંદિરે પહોંચવા માટે પથ્થરના પુલની પણ રચના કરાયું હોવાનું તેમાં જણાવાયું છે. જળાશયના ત્રણ ગરનાળા ઉપર જળાશાયી વિષ્ણુનું મંદિર હતું. દેરીઓમાં વૈષ્ણવ, શૈવ દેવી દેવતાઓની પ્રતિમાઓ સ્થાપિત કરવામાં આવી હતી. સરોવરના મુખ્ય માર્ગ પાસે સુંદર કીર્તિ તોરણ પણ હોવાનું જણાવાયું છે. કીર્તિતોરણના કેટલાક અવશેષ પાટણના ઘરો તથા કેટલાક ધર્મસ્થાનોમાં જડાયેલા મળી આવ્યા હતા.

સરોવરમાં પાણી ભરવાની પદ્ધતિ પણ કૌશલ્ય ભરી હતી એ નહેર અને સરોવરની વચ્ચે રૂદ્રકૂપ (નાગધરા) ની રચના કરવામાં આવી હતી. નદી તરફના નહેરના મુખ્ય ભાગે પથ્થરની જાળીવાળા ગરનાળાની રચના હતી. નદીનું પાણી નહેર વાટે આ ગરનાળામાં આવતું અને અહીંની પથ્થરની વાળીમાં ગળાઇને પ્રથમ રુદ્રકૂપમાં આવતું અહી સ્થિર થતું તેથી કચરો તળીએ બસી જતો આ પછી તે બીજા અને ત્રીજા રૂદ્રકૂપમાં થઈને સરોવરમાં દાખલ થતું આથી સરોવરમાં આવેલું પાણી સ્વચ્છ અને નિર્મળ રહેતું. છલકાયેલા પાણીના નિકાલ માટે આવી જ વ્યવસ્થા સરોવરના બીજા છેડે રાખવામાં આવી હતી.

ઉપલબ્ધ અવશેષોના આધારે એવું કહી શકાય કે હાલનું અડધું પાટણ શહેર આ સરોવર પર વસ્યું હોય તેમ જણાય છે. કવિ શ્રીપાલે પણ આ સરોવરની પ્રશસ્તિ કરી છે. તેની આ રચનાનો એક ખંડિત ટુકડો પાટણના એક શિવાલયમાં શિલાલેખ સ્વરૂપે સચવાયેલો છે.



# The Temple Bear :
## The Role of Wildlife in conserving Heritage

**- Urvashi Parmar**

The Sloth Bear Melursus Ursinus is a Myrmecophagous (ant- or termite-eating) ursid found in India, Nepal, Bhutan, Bangladesh and SriLanka.

It is listed as 'Vulnerable' by the World Conservation Union (IUCN 2004) and the species' range has become increasingly fragmented.

**APPEARANCE** : The Sloth Bear is small and usually black, with a long shaggy coat, especially over the shoulders. Brown or gray hair might be mixed with the dark coat. It has a distinctive whitish or yellowish chest patch down the chest. The snout is light colored and mobile. The nostrils can be closed voluntarily. It is thought that the reduced hair on the muzzle may be an adaptation for coping with the defensive secretions of termites.

**SIZE** : Adults are 150 to 190 centimeters (60 to 75 inches) long. Males weigh 80 to 140 kilograms (175 to 310 pounds), and females weigh 55 to 95 kilograms (120 to 210 pounds).

**HABITAT** : Sloth bears are found in forested areas and in grasslands, predominantly at lower elevations. They apparently favor drier forests and have been reported to prefer areas with rocky outcrops.

**DISTRIBUTION** : Most sloth bears are found in India and Sri Lanka, but they have also been reported from Bangladesh, Nepal, and Bhutan.

**SLOTH BEARS IN WILD** : Human densities are high in India and both protected and unprotected areas experience poaching and human encroachment. Behavioral and life history characteristics of Sloth Bears place them at risk throughout most of their range.



In many portions of their range, sloth bears are rare where human disturbance is high. When disturbed, sloth bears may respond aggressively and attack and injure humans, often resulting in their persecution. Sloth bears have one of the lowest reproductive rates among carnivores and, by virtue of their size, may require large areas of relatively undisturbed habitat to maintain viable populations. Apart from a few studies in India & Nepal, very little is known about the use of space or habitats by the Sloth Bear.

**HOW SLOTH BEARS BEHAVE AND MANAGE TO SURVIVE IN HUMAN DOMINATED AREAS**

With their habitats changing, sloth bears are more prone to conflicts with humans. While animals such as tigers and elephants dominate the attention of wildlife managers with regard to conservation strategy and research, some lesser-known species are often forgotten. One such animal is Sloth Bear, which is the most common bear species in India.

Within their geographical range, sloth bears use a wide range of habitats (e.g. grasslands, scrub and forests in dry or wet regions.

Sloth bears are vulnerable in the wild, and are listed in Scheduled I of Wildlife Protection Act 1972. Often, the habitats of sloth bears are disturbed by urbanization and by people collecting minor forest produces such as honey and firewood, among others. This limits the resources available for these wild animals. The loss of habitat is augmented by the development of stone quarries and mining. Due to the rapid changes in Sloth Bears' habitats, they are known to have become Extinct in Bangladesh over the past 30 years. Furthermore, the sightings of Sloth Bear in India is now limited to protected areas only.



Here is a very brief account of my encounter with this mammal last year, that I'd like to share.

**NARRATION** : The Temple Bear
08 JUN'19
Halonda village, Zone 10 - Ranthambore Tiger Reserve, Rajasthan.
(Coordinates : 25.9095950, 76.3929130)

It was a typical hot Summer morning in Ranthambore Tiger Reserve. Game drive had started off an ordinary one, we had left no stone untouched. After 3 hours of bumpy drive in dry deciduous forest & disappointment at Tiger sighting, we were about to leave towards the exit gate, when our driver stopped the gypsy abruptly. I gathered by smile on his face that he sensed something - and he was dead right!

We were thrilled by sighting an enormous black shadow emerging from the woods silently and almost unnoticed.

It was a Sloth Bear that raised its head in pride! This magnificent male was one of the biggest Sloth bears I had ever seen, easily well over 130kgs (300lbs)! He oozed confidence & the sheen from his coat would've made many a shampoo makers take notice.

He steadily moved to nearby tranquil rocks which were considered holy & were worshiped by the neighbouring villagers, looked upon as deities and taken care with great diligence by "devotees". Our guide told us that this Bear was a frequent visitor of this place as it was lured by the Fruits offered as prasad by the locals.

The Bear presumably in search of fruits or eatable offerings (to God), wandered and sniffed around. Later he descended down the rocks and noticing the gypsies, ran towards other direction. For minutes we lost track of him and thought he had disappeared amidst the woods.Next to the temple was a very ancient, abandoned room like place. Our guide Lakshman Rabari, who was from the same village 'Halonda' told us that the rooms were called "Machans" which were built by Kings during their rule for the halts during hunting sessions. After waiting there for a few minutes; To our surprise, the Sloth Bear appeared out of that room and that too with a "Sindoor" (a traditional vermilion red or orange-red powder) mark or "Tilak" on its forehead! It was a sight to behold, as it paused at the door looking at us disdainfully.

Next we watched him walking fearlessly right across our gypsy & standing at a distance of about 2ft. from us! He stretched gracefully and crossing the safari track walked all the way to a bridge where he descended down.

Later we followed him and found him drinking water underneath that bridge from a small depression in which water had collected, unnerved by the bees that dwelled there. I quickly grabbed my digital camera and took a few record shots. After a while the bear left the spot and we decided not to follow further. The entire sequence happened for almost an hour and it was time for us to return as the allowed safari time came to an end. I was very lucky as all this unfolded in front of me and I am truly blessed to have witnessed such a moment.

Although I have been observing its nocturnal behavior, it was a great experience for me to witness such a giant during day time in wilderness. And that too, when Sawai Madhopur used to be one of the hottest places with a scorching 47 degrees!

Many cases have been recorded in India where Sloth Bears visit temple premises from adjoining forests, roam freely in the premises and after eating the prasad (eatable offerings) they return in jungle without causing any harm. Such incidences and frequent visits has also been attracting visitors. The passersby considering them an envoy sent by God, worship and feed them too.

ROLE OF WILDLIFE IN CONSERVING HERITAGE:

The places that were once rich in civilization, have now become part of jungles and are inhabited by wild animals. Bears and Tigers have made ancient monuments like forts and temples their territories now. Humans fear these animals and stay away from the places which are inhabited by them. Also just because of nearly threatened animal species, Government has declared these places under protected areas and because of being inside that zone, it has limited access to humans. If this temple was at a place amidst human population, people would've easily destroyed it by now. But just because it is amidst wild, it is still in existence! Best examples of heritage conservation due to Wildlife are Polo forest, Ranthambhor as well as Bandhavgarh tiger reserves, which are rich in Wildlife as well as our Heritage.



# "સુએઝ અને પનામા"

-કપિલ ઠાકર
ફોટો સંદર્ભ - ઈન્ટરનેટ

## વિશ્વ વેપારને સરળ બનાવતી સૌથી મોટી ક્રાંતિ કઈ શકાય તેવી બે નહેરો

નહેર શબ્દથી આપણે સૌ પરીચિત છીએ જેને અંગ્રેજીમાં કેનાલ **(CANAL)** કહેવાય છે. નહેરની વ્યાખ્યા કે ઉપયોગીતા માટે સરળ શબ્દોમાં કહીએ તો "જળ પ્રવાહને સરળ રીતે અન્યત્ર પહોચાડવા માટે માનવસર્જીત કરવામાં આવેલ વ્યવસ્થા". બે જુદા જુદા જળપ્રવાહોને જોડવા માટે પણ નહેર બાંધવામાં આવે છે. ખાસ કરીને ખેતી માટે વર્ષોથી નહેરો બાંધી તેનો ઉપયોગ કરવામાં આવે છે અને જે તે સમયે તત્કાલિન શાસકો પોતાની પ્રજા માટે લોકકલ્યાણનાં હેતુસર નહેરો બાંધી આપતા. સામાન્ય રીતે નહેરનાં બાંધકામથી મોટી સમસ્યા નિવારી શકાય અને સરળતા વધવાથી ખેતી, વાહવ્યવહાર અને ઔધોગિક વિકાસ સહજ બને તે સ્વીકાર્ય છે પણ આપણે આ લેખમાં એવી બે નહેર વિશે વાત કરવાના છીએ જેને વિશ્વની ભુગોળને બદલી હજારો કિ.મી અંતર ઘટાડી વેપાર ક્ષેત્રે ક્રાંતિ આણી.

૧૦૦ વર્ષ અગાઉ નિર્માણ પામેલ સુએઝ અને પનામા નામની બે કેનાલ સમગ્ર વિશ્વને એક નવા યુગમાં લઈ ગઈ અને દરિયાઈ વેપાર ક્ષેત્રે ઘણું મોટુ અંતર ઘટાડી ક્રાંતિ આણી. સૌપ્રથમ વાત કરીએ સુએઝ કેનાલની. જેનું નિર્માણ કરવામાં આવ્યું વર્ષ ૧૮૬૯માં. ભુમધ્ય સમુદ્ર અને રાતા સમુદ્રને જોડતી સુએઝ કેનાલ મુખ્યત્વે ઈજિપ્તમાથી પસાર થાય છે. સુએઝ કેનાલ થકી યુરોપ અને એશિયા વચ્ચેનો જળ પરીવહન સીધો અને સરળ બન્યો જે અગાઉ આખો આફ્રીકા ખંડ ઓળંગીને કરવો પડતો. આ નહેરથી લગભગ ૬૦૦૦ કિ.મીનું અંતર ઘટી ગયું. આ નહેર ૧૯૩ કિ.મી લાંબી, ૭૯ ફુટ ઊંડી અને ૬૭૩ ફુટ પહોળી છે. આ સંપુર્ણ કેનાલ પાર કરવામાં અંદાજીત ૨૦ કલાક જેટલો સમય થાય છે અને સુએઝ કેનાલ ઓથોરીટી દ્વારા તેનું સંચાલન થાય છે. આ કેનાલ થકી યુરોપથી પૂર્વી આફ્રીકા, એશિયા સાથે વેપાર સરળ બન્યો.




હવે જાણીએ પનામા કેનાલ વિશે. ઉત્તર અમેરિકા અને દક્ષિણ અમેરિકા વચ્ચેનો નાનકડો દેશ એટલે પનામા. પ્રશાંત મહાસાગર અને એટલાંન્ટિક મહાસાગરને એકબીજાથી અલગ પાડતો નાનકડો દેશ એટલે પનામા. તત્કાલિન સમયે પૂર્વ-પશ્ચિમ અને પશ્ચિમ-પૂર્વ વચ્ચે મુસાફરી કરતા જહાજોએ મુસાફરી માટે છેક દક્ષિણ અમેરિકા ઓળંગીને પ્રવાસ કરવો પડતો જે પનામા કેનાલ થકી ૧૨૦૦ કિ.મી થી પણ વધારે અંતર ઘટી ગયું. આ નહેર ૮૨ કિ.મી લાંબી છે.

સુએઝ કરતા અહી એક બીજો પ્રશ્ન એ હતો કે પનામામાં દરેક જગ્યાએ પાણીનું લેવલ એકસરખું નહોતું, એ માટે ખાસ પ્રકારનાં દરવાજાઓ નિર્માણ કરવામાં આવ્યા જે "ગટુન લોકસ" નામે ઓળખાય છે. ૧૦૦૦ ફુટ પહોળા અને ૮૨ ફુટ ઊંચા આ દરવાજા જહાજને સમુદ્રસપાટીથી આશરે ૮૫ ફુટ જેટલું અધ્ધર કરવામાં મદદરૂપ બનતાં હતાં અને આવા કુલ ત્રણ દરવાજાઓ છે. પનામા કેનાલ કંપની દ્વારા તેનું સંચાલન થાય છે. આ ઉપરાંત આપણી ગુજરાતની નર્મદા નહેર, માન્ચેસ્ટર (બ્રિટન), કિલ (જર્મની) વગેરે કેનાલ પણ નોંધનીય છે.

સુએઝ

# પ્રાચીન ભારતમાં પશુપાલન

- જોરાવરસિંહ જાદવ
ફોટોગ્રાફર : નરેન્દ્ર ઓતિયા



માનવજાતિનો પ્રથમ સંસ્કાર તે કૃષિસંસ્કાર. કૃષિનો કીમિયો હાથમાં આવતા માનવી પૃથ્વી પર સંસ્કૃતિનો સર્જક બન્યો. પૂર્વ ઈતિહાસકાળના યુગમાં માનવટોળીઓએ પેટની ક્ષુધાને શાંત કરવા શિકારનો સહારો લીધો. શિકાર માટે રાત રાત રખડતા માનવીઓને જંગલી અવસ્થામાંથી કૃષિની ઉન્નત ભૂમિકાએ પહોંચાડવામાં સ્ત્રીઓનો ફાળો ઘણો મોટો રહ્યો છે. ઈતિહાસકારો અને સંસ્કૃતિના સંશોધકો માને છે કે કૃષિની આદિશોધક જ સ્તરી છે. પશુઓને પાળી શકાય છે એ સત્ય સૌ પ્રથમ સ્ત્રીને જ જડ્યું. આમ માનવ સંસ્કૃતિની ઉદ્ગાતા નારી સંસ્કૃતિની આદ્યશક્તિ બની રહી.

શિકાર માટે ભટકતો માનવી જ્યારે જમીન ઉપર સ્થિર થઈને ખેતી કરે છે, પશુપાલક બે છે ત્યારે એની આર્થિક સદ્ધરતાનો આપણને પ્રથમ પરિચય મળે છે. કૃષિ, અગ્નિ અને ઓજારોએ મળીને માનવીને ઘર આપ્યું, ધર્મ આપ્યો, હુન્નરઉદ્યોગો આપ્યા. એમાંથી સંસ્કાર પ્રાપ્તિના પ્રયત્નો આરંભાયા. ચામડાં, ઘોડા, ગાય એ કિંમતના એકમ બન્યાં. શરૂઆતમાં માનવી પોતે જ ભાર વહન કરતો. પછી એ કામગીરી એણે પશુઓ પાસેથી લેવા માંડી. ગાડુ બનાવી એણે પશુ પાસે ખેંચાવી જોયું. પૈડું આવતાં એની ભારવાહક શક્તિમાં અજબ ઝડપ આવી. એ પછી અશ્વના ઉપયોગમાં લઈને ઝડપી રથ બનાવ્યા.

પથ્થરયુગમાં પશુપાલનનો પ્રારંભ :

અનુમાન એવું કરવામાં આવે છે કે આશરે દસ હજાર વર્ષ પૂર્વે પથ્થરયુગમાં માનવીએ પશુપાલનનો પ્રારંભ કર્યો હશે! પશુપાલનના શ્રીગણેશ કૂતરાથી મંડ્યા હશે વાતને સમર્થન આપતાં છ હજાર વર્ષ પુરાણાં કૂતરાનાં ચિત્રો ઈજિપની સંસ્કૃતિમાંથી આપણને સાંપડ્યાં છે. 'એશિયાખંડમાં ભૂમધ્ય સમુદ્ર કિનારે આદિપશુપાલન શરૂ થયા હોવાના પુરાવા પણ પ્રાપ્ત થયા છે. પુરાતત્વસંશોધન દરમ્યાન ત્યાંથી પાંચ હજાર વર્ષ પુરાણી ગાયોનાં અને તેમને દોહતા માણસોનાં ચિત્રો મળી આવ્યાં છે.' જંગલમાં શિકાર માટે ભટકતો આદિમાનવ જ્યારથી જમીન ઉપર સ્થિર થઈને આછી પાતળી ખેતીનો પ્રારંભ કરે છે ત્યારથી પશુપાલનના પદધબકાર સંભળાવા શરૂ થાય છે. કૃષિ અને પશુપાલને માનવીને આર્થિક સદ્ધરતા આપી. અગ્નિ અને ઓજારોની શોધ એ માનવીને ઘર આપ્યું, ધર્મ આપ્યો, હુન્નર ઉદ્યોગો આપ્યાં અને એમાંથી સંસ્કૃતિસર્જનના અને સંસ્કાર પ્રાપ્તિના પ્રયત્નો આરંભાયા.

ગાયના પાલનનો પ્રારંભ

પૃથ્વી પર ગાય, ભેંસ, બળદ, ગધેડાં વગેરે પશુઓના પાલનનો આ રીતે પ્રારંભ થયો, પરંતુ દુનિયામાં પહેલી ગાય કોણે અને ક્યાં પાળી હતી, તે જાણવું રસપ્રદ છે. ગાયયુરોપ, એશિયા અને આફ્રિકાનું પ્રાણી છે. આફ્રિકામાં અને એશિયામાં ભેંસ સામાન્ય છે ત્યારે યુરોપમાં ભેંસ નહોતી. આર્યો ઉત્તર યુરોપ અને મધ્ય એશિયામાં રશિયા થઈને ભારતમાં આવ્યા હતા. તેઓ ગોપાલક હતા. ભારતખંડમાં આવીને તેઓ ખેતી કરવા ઠરીઠામ થયા હતા. અહીં આવીને પણ તેઓ ગોપાલક રહ્યા અને ગોપાલન તથા ખેતીનો સમન્વય કર્યો. ગાયને પૂજય ગણવાની ધાર્મિક લાગણી તેમનામાં પાછળથી પ્રગટી હતી.

દસ હજાર વર્ષ પહેલાં ઈરાન અને ઈરાકમાં લોકો ઘેટા - બકરા પાળતા હતા. છ હજાર વર્ષ પહેલાં યુક્રેન, રશિયામાં ઘોડા પાળવામાં આવ્યા હતા. નવપાષાણ યુગના માણસો પણ ગાયો પાળતા હતા. તે પછી સિંધુ સંસ્કૃતિમાં (ત્રણ હજારથી પાંચ હજાર વર્ષ પહેલાં) ભારતખંડમાં ગાયો પાળવામાં આવતી હતી. એશિયામાંથી નવપાષાણ યુગના માણસો યુરોપ ગયા હતાં. પાંચ હજાર વર્ષ પહેલાં મિશ્ર (ઈજિપ્ત) ની પ્રાચીન સંસ્કૃતિમાં ગાય પળાતી હતી.

ગાય પાળવાની શરૂઆત ભારતખંડમાં થઇ, આફ્રિકા, ઈજિપ્તમાં થઈ કે એશિયામાં થઈ તે કહેવું મુશ્કેલ છે.

પશુઓ : વેદકાળનું સમૃદ્ધિધન

વેદકાળમાં પશુપાલન ખૂબ જ વ્યવસ્થિત રીતે આરંભાયું હતું. પશુધન એ માનવીની મહામૂલી સંપત્તિ ગણાતી. પશુઓ જ સમૃદ્ધિના સૂચક ગણાતાં. આથી વેદકાળમાં આર્યો પશુઓની ઉપયોગિતાથી પૂરા પરિચિત હતા. પોતાના પાલતું પશુઓ તરફ એમને અનહદ પ્રેમ હતો. સિંધુ સંસ્કૃતિના સમયની મુદ્રાઓ પર મળતા પશુચિત્રો એ વાતની સાક્ષી પૂરે છે. વૈદિક પશુપાલકોના પશુપાલનનો પરિચય પ્રેમની ઋચાઓ અને ગીતોમાંથી મળે છે. સામવેદની પ્રાર્થનામાં કહ્યુ છે, કે સતત દૂધ આપનારી ગાયો, ભારવહન કરનારા તાકાતવાન બળદો, વેગીલા ઘોડાઓ, દુશ્મનોની સામે યુદ્ધ કરનારી વિરાંગના યુવતીઓ, સભાઓને શોભાનાર અને રથવિદ્યામાં પારંગત એવા યજ્ઞોના કરનારાઓ વીરયુવાનો ઉત્પન્નું થાઓ. દેવો પાસે કૃપાની યાચના પણ તેમણે ઋગ્વેદની ઋચાઓ દ્વારા કરી છે.

ઉદાહરણ તરીકે,

'ગાયો અમારાં ઘેર આવો.'

'અમારું મંગલ કરી .'

'અમારાથી પ્રસનન થાવ.'

'વાછરડાંવાળી ગાયો', પ્રાત:કાળે ઈન્દ્ર માટે દૂધ આપો.'

'ચોર અમારી ગાયો ચોરી ન જાય.'

'શત્રુઓનાં શસ્ત્ર અમારી ગાયો પર ન પડે .'

'યજ્ઞપરાયણ માણસોની ગાયો નિર્ભય બનીને ચરે છે.'

'ગાય અમારા માટે સૌભાગ્ય છે. ઈન્દ્રએ અમને ગાયો દીધી છે. ગાયો જ ઈન્દ્ર છે. જેની આપણે શ્રદ્ધાપૂર્વક કામના કરીએ છીએ.'

આર્યો ગાયો અને અશ્વો દ્વારા સમૃદ્ધિના સ્વામી બનવાની કામના કરતા. વૈદિકયુગમાં ગાયોનું મહત્વ ઘણું મોટું હતુ. તેથી શત્રુથી ગાયોના રક્ષણ માટે ઈન્દ્રની સ્તુતિઓ કરેલી જોવા મળે છે.

અથર્વવેદમાં અનંગુવાન અર્થાત્ બળદોની પણ પ્રશસ્તિ મળે છે.

બળદે પૃથ્વી , અંતરીક્ષ અને છ દિશાઓ ધારણ કરી છે, તે સર્વ ભુતમાં પરિવ્યાપ્ત છે .

બ્રાહ્મણોને ગધેડાંનું દાન :

વૈદિકયુગમાં ગાયોની સાથે ઘોડા, હાથી, ભેંસો, ઘેટાં, બકરાં, ભૂંડ, ગધેડાં અને ઊંટ પાળવામાં આવતાં. એમ એ વખતના આ પશુઓના મળેલાં હાડકાં પરથી સમજાય છે. આ બધાં પ્રાણીઓમાં આર્યો ગાય, બળદ અને ઘોડાને વિશેષ પાળતા. અશ્વ એ યુગનું સર્વોત્તમ શક્તિશાળી સાધન ગણાતું. એક અશ્વનું મૂલ્ય ૧,૦૦૦ ગાયોની બરાબર ગણાતું. અઢળક સંપત્તિના સ્વામી, એવા સમૃદ્ધ લોકો પાસે હજારો અને લાખોની સંખ્યામાં આ જાનવરો રહે. હાથી તથા ઘોડા રાજાઓને માટે સુયોગ્ય ભેટો ગણાતી. હાથીની પ્રતિષ્ઠા એ યુગમાં પ્રસ્થાપિત થઈ ચૂકી હતી. નગરની શોભા માટે શણગારેલા હાથી, ઘોડા અને રથનું એકમ ગણાતું. અન્ય પશુઓની સરખામણીમાં ગધેડાંનું મૂલ્ય જરીયે ઓછું નહોતું. આજની જેમ ગધેડાં એ યુગમાં બુદ્ધિ વગરના અને અપવિત્ર ગણાતાં નહોતાં. ગધેડાં બ્રાહ્મણોને દાનમાં દેવાતાં. બ્રાહ્મણો હોંશથી સ્વીકારતાં અને તેને પાળતાં. સિંધુ સંસ્કૃતિમાં પણ ગાય, ભેંસ, ઘેટાં, બકરાં, હાથી, ગધેડાં, ઊંટ પાળવામાં આવતાં એના પુરાવા પ્રાપ્ત થયાં છે.

પશુઓની ઉપયોગિતા :

પ્રાચીનકાળથી પશુઓ માનવીને માટે સર્વ પ્રકારે ઉપકારક બની રહ્યાં હતાં. એની ઉપયોગિતા યજ્ઞજેવા કાર્યોમાં સવિશેષ રહેતી. ગાયોનાં ઘી, દૂધ, માખણ 'હવી' ના રૂપમાં ઉપયોગમાં લેવાતાં. પશુઓનું ચામડું યજમાનોને આસનરૂપે બેસવા માટે અપાતું. કેટલાંક પશુઓનું બલિદાન આપી દેવો અને પિતૃઓને પરિતૃપ્ત કરાતા. યજ્ઞ પ્રસંગે 'મધુપર્ક' વિધિ વખતે ગાયોનું દાન અપાતું. ગાયો એ યુગમાં ખરીદી અને વેચાણનું માધ્યમ બની રહી હતી.

હાથી, ઘોડા અને ઊંટ યુદ્ધમાં ઉપયોગી બની રહ્યાં હતાં. અશ્વો સવારી માટે અને ઊંટ તથા ગધેડાં ભાર વહનો માટે ખપમાં લાગતાં. ઊંટગાડીએ એકી સાથે ચાર ચાર ઊંટને જોતરવામાં આવતાં. ખચ્ચરો અને ગધેડાંને ગાડીએ તથા બળદોને હળ અને ગાડે જોડવામાં આવતા .

ગાયો, ભેંસો અને અશ્વો જેવા પશુઓ દૂધ, ઘી, માખણ, માંસ માટે કામમાં આવતાં. આ પશુઓના ચામડામાંથી વસો, વાધો, ઢાલ, દોરડાં વગેરે બનાવાતો. પશુઓની તાંત અને શિંગડામાંથી શાસ્ત્રો બનતાં . ઘેટાબકરાંના ઊન અને વાળમાંથી વો બનતાં પશુઓના હાડકાં અને દાંતમાંથી અલંકારો બનાવીને ઉપયોગમાં લેવામાં. કેટલીક ધાતુઓની શોધો માટે ગાય બકરીનું દૂધ, ગોરોચન, ગાયના દાંત અને શિંગડાના ચૂર્ણનો ઉપયોગ કરવામાં આવતો એમ કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં નોંધ્યું છે. પ્રાચીન સમયની મિશ્ર દેશની રાજકુમારીઓ સૌંદર્યવૃદ્ધિ માટે ગધેડીના દૂધથી સ્નાન કરતી. શીલાનું ઝેર સંઘરવા માટે ગધેડાના ચામડાના બટવાનો ઉપયોગ કરવામાં આવતો. આ ઝેર ધાતુના વાસણમાં રહી શકતું નહીં, તેથી એને માટે ગધેડાનું ચામડું જ ખપમાં લેવાતું .

રામાયણના યુગમાં ગોવાળો લોકોની ગાયો ભેગી કરીને ચરાવવા લઈ જતા. શ્રી રામજી ઉપાધ્યાય નોંધે છે કે ગાયો અને અન્ય પશુઓને ચરાવવા માટે ઘાસનાં અલગ મેદાનો રહેતાં. જે 'ગભૂતિ' અને 'ગવ્ય' ને નામે ઓળખાતાં. ધમાં સાથે ચરવા જતી ગાયોને ઓળખવા માટે તેમના પર વિશિષ્ટ ચિહ્નો અંકિત કરવામાં આવતાં. આ ચિહ્નો ખાસ કરીને પશુઓના કાન પર અંકિત કરાતાં. આવા ચિન્હવાળી ગાયોનાં નામ 'અટકણ' , 'શૂલકર્ણી' , 'દાત્રકર્તી' , 'કર્કવિકૃણ' , 'છિદ્રકર્તી' વગેરે મળે છે.

બકરીઓ ચરાવનાર ગોવાળિયા 'અજાપાલ' ને નામે અને ઘેટાં પાળનાર ' અવિપાલને નામે ઓળખાતા. બ્રાહ્મણો પણ ગધેડાંની સાથે બકરાં પાળતાં, એટલું જ નહીં પણ આચાર્યો અને પંડિતો પોતાના નામ 'ગઈ ભૂમુખ' અને 'ગર્દ ભીવિપીત' રાખવામાં ગૌરવ ગણતા.

મહાભારતના સભાપર્વ અનુસાર યુધિષ્ઠિર પાસે ૧૦૦ ગાયોના ૩૮ લાખ સમૂહ હતા. કૌરવો પાસે શતઃસહસ્ત્ર ગાયો હતી. રાજા વિરાટની પાસે એક લાખ પશુ હતાં. યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞ વખતે જુદા જુદા રાજાઓએ ૧,૦૦૦ થી માંડીને ૧૦,૦૦૦ સુધી હાથી અને ૪૦૦ થી માંડીને ૨,૦૦૦ ઘોડા ભેટ આપ્યા હતા. એ યુગમાં યુદ્ધ માટે હાથી – ઘોડા અત્યંત ઉપયોગી હોવાથી રાજાની પાસે આવા પશુઓની સંખ્યા અજબની રહેતી. કૈકેયપ્રદેશના રાજાએ ૧,૪૦૦ હાથી, ઘોડા અને ખચ્ચર આપ્યાનો ઉલ્લેખ મળે છે. ગરિયનમાં વસતા ઋષિઓ પણ ગાયો પાળતા. સત્કામ નામનો શિષ્ય પોતાના ગુરુની ૧,૦૦૦ ગાયો ચરાવતો હતો તેવો ઉલ્લેખ મળે છે.

### ગુપ્ત અને મોગલ સમયમાં પશુનું મહાત્મ્ય :

ગુપ્તકાળની ગણના સુવર્ણયુગમાં થાય છે. એ સમયે પશુપાલન ઉત્તમ પ્રકારે થતું. ધર્મની દૃષ્ટિએ ગાયો તરફ સૌને અત્યંત માન હતું. અશ્વોનું જબરજસ્ત આકર્ષણ હતું. ગુપ્તયુગના શિલ્પ સ્થાપત્યમાં અને સુવર્ણ મુદ્રાઓમાં પશુઓ અંકિત થયાં છે તેના પરથી એનો ખ્યાલ આવે છે. પ્રાચીન ભારતમાં ધન ગાયોની સંખ્યામાં મપાતું. આજે ધનની વ્યાખ્યા બદલાઈ છે. એ બંગલા, મોટર અને રોકડ નાણાં વડે અપાય છે. મહાવીર સ્વમીના જમાનામાં ૨,૫૦૦ વર્ષ પહેલાં કોટપતિ શ્રાવકો પાસે હજારના હિસાબે ગાયો હતી, હજાર ગાયનું એકમ 'વ્રજ' અથવા 'ગોકુલ કહેવાતું. રાજગૃહના મહાશતક પાસે ૮૦,૦૦૦ ગાયો હતી , એવા ઉલ્લેખ છે એટલે તેને આઠ 'ગોકુલ' કે ,'જ' હતાં. ચંપાના કમલદેવ, વારાણસીના સુરદેવ વગેરે પાસે છ 'ગોકુલ' હતાં, મુખ્ય ધનવાનોમાં ઓછામાં ઓછા ધનવાનો પાસે એક ગોકુલ એટલે દસ હજાર ગાયોનું ધન હતું.

### ભારતીય પશુઓ યુરોપમાં પણ લોકપ્રિય :

પ્રાચીન ભારતમાં આપણા પશુધનની કીર્તિ યુરોપ સુધી ફેલાઈ હતી . પ્રાચીન રોમન ઈતિહાસકાર પ્લીનીએ લખ્યું છે કે ભારતમાં ઊંટ જેવડાં મોટા બળદ થાય છે, ભારતના બળદના વખાણ કરતાં રોમન ભૂગોળશાસ્ત્રી ની ગ્રાબોએ લગભગ ૧૯૦૦ વર્ષ પહેલાં લખ્યુછે કે ભારતખંડમાં હાથી, ઘોડા અને બળદોને શણગારીને તેમની સવારી કાઢવામાં આવે છે.



સિકંદર ભારતમાં આવીને આપણા પશુધનથી એવો પ્રભાવિત થયો હતો કે તેણે ૨,૩૦,૦૦૦ બળદ પોતાના દેશમાં વાપરવા કબજે કર્યા હતાં. રથમાંજોડીને શરતમાં ઉતારવામાં આવતા બળદોનું વર્ણન કરતાં ઈલિયાનસ નામના એક રોમન લેખકે ૧૭૦૦ વર્ષ પહેલાં લખ્યું છે કે ભારતમાં ઘોડા અને બળદ સાથે જોડાઈને શરતમાં  સરખા ઉતરે છે. તમે કહી ન શકો કે ઘોડો ચપળ અને ઝડપી છે કે બળદ ! રાજા પણ શરત મારતો અને હાંકનારને પાણી ચડાવવા તેની પાછળ પોતનો રથ લઈને જતો . રાજાઓ પોતાને ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ કહેવડાવતા અને તે પ્રમાણે ખરેખર તેઓ ગાયોનું અને બ્રાહ્મણોનું પાલન કરતા.

મુસ્લિમ યુગમાં મુસ્લિમ રાજાઓ ગાયનું આર્થિક મહત્ત્વ સમજતા હતા અને તે પણ એટલી હદે કે અકબરે ખરેખર શુક્રવાર, રવિવારે, દર માસના પહેલા દિવસે અને બીજા અમુક દિવસોએ, ફરવરદિન વગેરે અમુક મહિનાઓમાં પણ તેણે માંસાહારનો ત્યાગ કર્યો હતો. અકબરે ગાયના વધ પર સંપૂર્ણ પ્રતિબંધ મૂક્યો હતો. બીજાં પશુઓની કતલ વર્ષનાં છ માસ જેટલા દિવસો મળીને થાય એટલા દિવસ સુધી બંધ રહેતી. પર્યુષણ દરમિયાન પણ પશુઓના વધ પર મનાઈ ફરમાવાઈ હતી અકબર પર જૈનધર્મગુરૂ હીરવિજયસૂરીનો ઘણો પ્રભાવ હતો. અબુલફઝલે “ આઈને ઈ - અકબરી’માં લખ્યું છે કે અમારા સુખી દેશ હિંદુસ્તાનમાં બધે ગાય પવિત્ર અને શુકનવંતુ પ્રાણી ગણાય છે. આખા સામ્રાજ્યમાં ઉત્તમ પશુઓ થાય છે. પણ ગુજરામાં થતાં પશુઓ તો ઘણા જ તંદુરસ્ત અને શ્રેષ્ઠ છે . ગુજરાતના બળદ ૨૪ કલાકમાં ૮૦ કોસ (૧૨૦ માઈલ) કાપે છે અને ઝડપી ઘોડાને પણ આંટી જાય છે, બળદની એક જોડી દસ - વીસ મહોરમાં વેચાય છે, પણ શ્રેષ્ઠ બળદની ૧૦૦ મહોર ઉપજે છે. કેટલીક ગાયો તો રોજ અડધો મણ કે તેથી વધુ દૂધ આપે છે. શહેનશાહ પાસે એક જોડ બળદની છે. તેના પાંચ હજાર રૂપિયા બેઠા હતા.

**પશુપ્રાણીઓનો ઉછેર અને માવજત :**

પશુ પ્રાણીનો માનવજીવન પર ઉપકાર કર્તા હોવાથી પ્રાચીનકાળથી તેનો પદ્ધતિસર ઉછેર કરવામાં આવતો. ઉત્તમ ખોરાક અને ખાણદાણ દ્વારા એમની ચાકરી કરવામાં આવતી. આ બધી બાબતોની ઝીણવટભરી વિગતો કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં અને શાલિહોત્ર સંહિતામાં આલેખવામાં આવી છે.

**પશુઓની જન્મકુંડળીઓ :**

એ યુગમાં ત્રણ પ્રકારના અશ્વોનો ઉછેર થતો. કમ્બોજ, સિંધુ, અરટ્ટ અને વનાયુના ઘોડા સર્વોત્તમ મનાતા.  વાહિલક  પાપેય, સૌવીર તથા તેલ પ્રદેશના ઘોડા મધ્યમ અને તે સિવાયના કનિષ્ટ ગણાતા. રાજા મહારાજાઓની અશ્વશાળાઓમાં આ ત્રણે પ્રકારના અશ્વો ઉછેરવામાં આવતા. એના પાલનપોષણ માટે ‘સૂત્રગ્રાહક’ ( રાવત ) ની વ્યવસ્થા રહેતી. અશ્વને બાંધનાર ‘અશ્વબંધક’ , એનું ખાણદાણ તૈયાર કરનાર ‘વિધાપાચક’ , એની દેખરેખ રાખનાર ‘સ્થાપાલ’ અને એને સાફસૂફ કરનાર ‘કેશકાર’ ને નામે ઓળખાતા. નવા જન્મેલા ઘોડીના વછેરા અને હાથણીના મદનિયાની જન્મ કુંડળીઓ તૈયાર કરાતી. મનુષ્યોની માફક હાથીઘોડાને પણ ગ્રહોની અસરો નડતી હોય છે. પશુઓના રોગોને શાલિહોત્રે ગ્રહોના ઉપદ્રવ તરીકે વર્ણવ્યા છે.

**જાનવરોના ખોરાક અને ઉપચાર :**

બળદો એ યુગમાં ભારવાહક હોવા છતાં એના ઉછેર માટે એટલી જ કાળજી લેવાતી. બળવાન બળદો તાકાતમાં ઘોડાની બરોબરી કરતા. કૌટિલ્યના અર્થશાસ્ત્ર અનુસાર બળદોને રોજ અડધો ભાર લીલું ઘાસ, એક ભાર સૂકું ઘાસ, એક તુલા ખલી, દસ આઢક ભૂસું, પાંચ પલ મીઠું, નાક પર ચોપડવા માટે એક કુટુમ્બ તેલ, એક પ્રસ્થ પ્રાણી, એક તુલા માંસ, એક આઢક દહીં, એક દ્રોણ દૂધ, અડધો આઢકુરા.



ફોટોગ્રાફર : શ્રીદેવ પરીખ

એક પ્રસ્ત તેલ અથવા ઘી અને દસ પલ ખાંડ રોજ ખવરાવવામાં આવતી. આ ભોજનનો ૩/૪ ભાગ ગાય અને ગધેડાને ખવરાવાતો. જ્યારે એનાથી બમણો . ભેંસો અને ઊંટને અપાતો. બળદોને તેલ પવાતું. દૂઝણી ગાયો, ભેંસોને કે ખૂબ કામ ખેંચતા. બળદોને આથી પણ વધુ ખોરાક અપાતો. થાકેલા બળદોને લાકડાની નાળ્યથી પાવામાં આવતું. તાજા જન્મેલા વછેરાને ૩ રાત સુધી ઘી , ૧૦ દિવસ 'સત્તૂ' તેલ અને અન્ય ઔષધિઓ ખવરાવાતી. થાકેલા ઘોડાને દ્રાક્ષનો રસ પાવામાં આવતો. હાથીના ખોરાકની વ્યવસ્થા હસ્તિશાળામાં કરવામાં આવતી. હસ્તિશાળાનો ઉપરીને શિરે હાથીના ખોરાકની, દિવસમાં બે વાર નવરાવવાની જવાબદારી રહેતી, ઉત્તમ કોટિના હાથીને માટે ખોરાકમાં રોજ એક દ્રોણ રાંધેલા ચોખ, અડધો આઢક તેલ, ૩ પ્રસ્થ ઘી, દસ પલ મીઠું, પચાસ પલ માંસ, એક આઢક રસ, બે આઢ, દહીં, એક આઢક સુરા, એથી બમણું દૂધ ભોજન માટે તથા શરીરે ચોપડવા ૧ પ્રસ્થ તેલ અને માથે લગાડવા ૧/૮ તેલ અપાતું. આ ઉપરાંત સૂકું ઘાસ પણ અપાતું. જાનવરોના ઉપચારોનું શાસ્ત્ર પણ એ યુગમાં ખૂબ જ વિકસ્યું હતું. ૮મા સૈકામાં થઈ ગયેલ પ્રાણીશાસ્ત્રના મહાન ચિકિત્સકે ' શાલિહોત્ર સંહિતા'માં પ્રાણીઓને બલપ્રદ અને નિરામય રાખવા માટે વિવિધ ઉપાયો સૂચવયાં છે. જે ભારત જેવા કૃષિપ્રધાન દેશને માટે પ્રાચીનકાળથી અત્યંત મહત્ત્વના બની રહ્યા છે.

મહારાજા દશરથના સમયમાં એમનો સમકાલીન રાજા રોમપાદે ગજાર્યુવેદ અને હયાયુર્વેદની રચના કરી હતી. એમાં અશ્વો અને હસ્તિઓના ચિકિત્સા અને ઉપચારોના વિશદ્ વર્ણનો આપ્યાં છે. ચરક, સુશ્રુત અને 'હારિત સંહિતા' ઓમાં અશ્વો અને હસ્તિઓની માનવ જાતના ઉપચારો આલેખાયા છે, પણ વિશદ્ વર્ણન તો શાલિહોત્ર ગ્રંથમાં જ મળે છે. એણે કયા ઘોડાને ક્યારે મઠ આપવા અને ક્યા ઘોડાને ક્યારે ચણા આપવા એની સૌ પ્રથમ શોધ કરી છે. ભારવાહક બળદોને ઘી પાવા ને થાક ઉતારવાની વાત તથા ઘોડાને તાવ હોય, ચૂંક આવતી હોય, મરડો થયો હોય, બહુ દોડાવવાથી ગુદામાં ચાંદીઓ પડી હોય અને ફીણ આવતું હોય, રક્તપાત થયો હોય, સર્પદંશ થયો હોય, બહુ મજલથી પગ સૂઝી ગયો હોય, દુશ્મનના ઝેરી બાણનો ઘા પડ્યો હોય એ બધાને માટે દેશી વનસ્પતિના ઉપચારો સૂચવ્યાં છે.

આમ પશુપાલનનો પ્રાચીન સંસ્કાર, પરંપરા અને પ્રાતઃ પરિવર્તન પામતો પામતો આજના ગ્રામજીવનમાં ઊતરી આવ્યો છે. રબારી, ભરવાડ, જત વગેરે જાતિઓએ વારસાગત પશુ ઉછેરનો વ્યવસાય સ્વીકાર્યો છે, જ્યારે સંધી અને દેવીપૂજક જેવી જાતિઓએ પશુ વેચાણનો ધંધો સ્વીકાર્યો છે. એ પણ લોકજીવનમાં ઉત્તમ ઓલાદના પશુઓનું મૂલ્ય ઘણું ઊંચું આંકવામાં આવે છે.

કલામાં પશુઓ લોકસંસ્કૃતિ ગુજરાત કલા પ્રતિષ્ઠાણ પ્રકાશિત કલા ગ્રંથના અને ભાગ નં.- ૨૩ માંથી સાભાર



# પુરાતત્વ વિભાગનાં અધિકારી તરીકે ત્રણ વર્ષ
## (સ્વપ્નમાં ઈતિહાસ, ભાગ ૨)

-કપિલ ઠાકર



મને યાદ છે કે સવારનાં ૩.૩૦ વાગ્યા હતા અને મારી ઊંઘ ઉડી ગઈ હતી, ત્યારે અમસ્તા જ સમય પસાર કરવા પ્રથમ પુસ્તક વાંચવાનો પ્રયાસ કર્યો પણ મન ન લાગતા મોબાઈલ સાથે મથામણ શરૂ કરી. જેમાં ઈમેલ ચેક કરતા અગાઉનાં દિવસે આવેલો જી.પી.એસ.સી.નો ઈમેલ મારા ધ્યાનમાં આવ્યો. આ ઈમેલ દ્વારા મને જાણ કરવામાં આવી હતી કે આપની પુરાતત્વ વિભાગમાં અધિક્ષક પુરાતત્વવિદ્ તરીકે પસંદગી કરવામાં આવી છે. આ પત્રથી ઉડેલી ઊંઘ સાવ ઉડી ગઈ અને સંપુર્ણ સભાનવસ્થામાં આવી ફરી ઈમેલ ચેક કર્યો કે સ્વપ્ન છે કે હકીકત ? ત્યારબાદ પરીવારજનો અને મિત્રોને આ બાબતે સંદેશ મોકલી ખુશી જાહેર કરી. આસાથે જ મનમાં અનેક આયોજનોનો શુભારંભ થયો.

મૂળ હું ઈતિહાસ અને વારસાને લગતી કામગીરી સાથે સંકળાયેલો માણસ અને વર્ષ ૨૦૦૮ થી આ વિષયમાં સ્વૈચ્છિક પણ સક્રીય રીતે કામગીરી કરી રહ્યો હતો ને ગુજરાતનાં ખૂણે ખૂણામાં મારા મિત્રો કે જેઓ કલા/વારસા ને લગતી પ્રવૃતિઓ સાથે સંકળાયેલા છે. આ બધા કારણે મારા મનમાં ગુજરાતમાં પુરાતત્વ વિષય અને સ્થળોની સ્થિતિ અંગે આબેહુબ ચિતાર હતો. પુરાતત્વ વિભાગમાં જ તક મળતા મનમાં જ મારા જીવનના આગામી ૨૦ વર્ષનો પ્લાન ઘડાઈ ચુક્યો હતો અને તે મુજબ અમલવારી કરવા હું માનસિક રીતે તૈયાર થયો.

જી.પી.એસ.સીની ભલામણને પગલે પુરાતત્વ વિભાગ તરફથી નિયુક્તિનો ઓર્ડર આપવામાં આવ્યો અને સૌપ્રથમ કચ્છ ખાતે પોસ્ટીંગ આપવામાં આવ્યું. કચ્છ એક ઓપન યુનિવર્સિટી જેવો પ્રદેશ છે અને સંશોધનને લગતી અહીં અનેક તકો રહેલી છે. કચ્છમાં પ્રવાસન પણ વધી રહ્યું છે જે જોતા કચ્છનાં હેરીટેજ સ્મારકોને પ્રવાસન થકી જે લાભ મળવો જોઈએ એ મળ્યો નથી જે ખોટ પુરી કરવાનો મારો ઉદ્દેશ હતો.

ઓગસ્ટ ૨૦૨૧ નાં રોજ હું, મારી પત્નિ અને નાની દિકરી કાનન ભુજ ખાતે શિફ્ટ થયા. સૌપ્રથમ પુરાતત્વ વિભાગની ભુજ ખાતેની કચેરીની મુલાકાત લીધી અને સ્થાનિક સ્ટાફ સાથે સંકલન કર્યુ. કચ્છનાં સ્મારકોની વર્તમાન સ્થિતિ વિશે તાગ મેળવ્યો. મારા મનમાં કેટલાક વિચારો સ્પષ્ટ હતા જેનું ફક્ત અમલીકરણ જ કરવાનું બાકી હતુ જેનો નીચે મુજબ મુદ્દાવાર પ્રારંભ કર્યો.

૧) એક વાત મારા માટે સ્પષ્ટ હતી કે કમ સે કમ જે સ્મારકો સરકાર દ્વારા રક્ષિત જાહેર કરવામાં આવ્યા છે તે તો સુવ્યવસ્થિત અને આવનાર પ્રવાસી/સંશોધક/વિદ્યાર્થી માટે સવલતોથી ભરપુર હોવા જોઈએ. જેથી સૌપ્રથમ કચ્છનાં રક્ષિત સ્મારકોની મુલાકાત લઈ તેની વર્તમાન સ્થિતિનો તાગ મેળવ્યો. જોયું કે મોટા ભાગનાં સ્મારકો બિન સચવાયેલી અવસ્થામાં હતા. પ્રથમ ૧ માસ રક્ષિત સ્મારકોની વર્તમાન સ્થિતિનો અહેવાલ બનાવી અમારી વડી કચેરીએ મોકલ્યો કે આ રક્ષિત સ્મારકોમાં સત્વરે કેટલાક પગલાઓ ભરવા જરૂરી છે જેની વિગત આ મુજબ છે

- સતત સફાઈ રહે તેવી વ્યવસ્થા
- આવા સ્મારકોમાં પુરારક્ષણ એટલે કે સમારકામની કે કેમિકલ ટ્રીટમેન્ટની કે સિવિલ વર્કની આવશ્યકતા હોય તો વહેલી તકે હાથ ધરી કામ પુર્ણ કરવું.
- જે તે સ્મારકને લગતું અને સરળતાથી તેના વિશે સમજુતી આપતું સાઈન બોર્ડ (ગુજરાતી, અંગ્રેજી)
- સ્મારક આસપાસનાં વિસ્તારમાં ફેન્સીંગ અને બેસવા માટે બેન્ચીસ
- દરેક સ્મારકને અને તેની આસપાસનાં વિસ્તારને દર્શાવતું બ્રોશર્સ
- ખાસ કરીને સ્મારક જે ગામમાં છે ત્યાનાં આગેવાનોને સાથે રાખીને એક કમિટી, જે રક્ષિત સ્મારક અને તેનાં ૧૦ કિ.મી નાં અંતે આવેલા અન્ય રક્ષિત અથવા તો બિન રક્ષિત સ્મારકોને સાચવવાની નૈતિક જવાબદારી સ્વીકારે અને તેના પ્રચાર પ્રસારને આનુસાંગિક પ્રયાસો હાથ ધરે.
- જે તે સ્મારકમાં સમયાંતરે કોઈનાં કોઈ પ્રકારનાં કાર્યક્રમોનું આયોજન કરવું જેનાં લીધે સ્મારક જીવંત રહે અને તેની સતત દેખરેખ થતી રહે.

ઉપરોક્ત મુદ્દાઓને ધ્યાનમાં રાખીને અમારા વિભાગમાં અહેવાલ મોકલી આપવામાં આવ્યો જેનો પ્રત્યુત્તર આવ્યો કે "કચ્છનાં દરેક સ્મારકને લગતી કામગીરી એક સાથે હાથ ધરી શકાય તેમ નથી અને તેને આનુસાંગિક ગ્રાંટ પણ ન હોય, જેથી જરૂરીયાત પ્રમાણે અને સમયાંતરે સ્મારકોના વિકાસને લગતી કામગીરી હાથ ધરવી, અને સ્થાનિક સમિતિ માટે નિયમો બનાવવા તેમજ સ્થાનિક જીલ્લા વહીવટીતંત્રને સાથે રાખવું".

મને ખ્યાલ જ હતો કે આવો કંઈક જવાબ આવશે, કચ્છ જીલ્લા કલેક્ટરશ્રી સાથે મિટિંગ યોજી તેમને પરીસ્થિતિનો અહેવાલ આપ્યો અને હું જે કરવા માંગુ છુ તે વિશે વિગતે પ્રસ્તુતિ આપી. કલેક્ટરશ્રીએ તેમના તરફથી તમામ સહાય આપવાની ખાતરી આપી. જેના આધારે મેં અમારી વડી કચેરીને જાણ કરી કે "જો આપ મંજુરી આપતા હોવ તો હું માત્ર છ માસમાં જ રક્ષિત સ્મારકોની વર્તમાન સ્થિતિને બદલી પુરાતત્વ વિભાગનાં નિયમને અવરોધ્યા વગર પ્રાથમિક સવલતો અને સ્થાનિક વ્યવસ્થા ઊભી કરી શકુ તેમ છું એ પણ વિભાગની કોઈ પણ નાણાકીય સહાયની અપેક્ષા વગર", અંતે મંજુરી આવી ગઈ.

કચ્છ એવો પ્રદેશ છે કે તેના લોકો સમગ્ર વિશ્વમાં ફેલાયેલા છે અને આર્થિક રીતે પણ કચ્છીઓ ઘણાં સમૃધ્ધ છે. વળી કચ્છ શું ગુજરાતનાં કોઈ પણ ખૂણે પોતાની વિરાસતની જાળવણી કરવા સ્થાનિક લોકો હંમેશા આગળ આવે છે તે સત્ય છે જરુર હોય છે તો માત્ર સાચા માર્ગદર્શનની અને એક પહેલની હવે જો આવી પહેલ પુરાતત્વ વિભાગ એટલે કે ગુજરાત સરકાર જ કરતી હોય તો સ્થાનિક લોકોનો વિશ્વાસ અને સહયોગ સંપુર્ણ સાથે હોય તે સ્વાભાવિક છે.

- સૌપ્રથમ કચ્છ યુનિવર્સિટી અને અન્ય સબંધિત શૈક્ષણિક સંસ્થાઓનો સંપર્ક કરી તેઓને કચ્છનાં રક્ષિત સ્મારકોની યાદી આપી અને તેને અનુલક્ષીને જે તે સ્મારકનું આધારભુત લખાણ (ગુજરાતી અને અંગ્રેજી) તૈયાર કરી મદદ કરવા જણાવ્યું જેની તેઓએ સહર્ષ જવાબદારી સ્વીકારી.
- રક્ષિત સ્મારકોનું તૈયાર કન્ટેન્ટને અનેક રીતે ઉપયોગમાં લઈ શકાય તેમ હતું. મે એમ જ કર્યુ, સ્થાનિક શ્રેષ્ઠીઓનાં સહયોગથી સૌપ્રથમ કચ્છનાં રક્ષિત સ્મારકોને લગતી પુસ્તક પ્રકાશિત કરી અને એને જ અનુલક્ષીને રક્ષિત સ્મારક દીઠ એક એક સાઈટનું અલગથી બ્રોશર્સ તૈયાર કર્યુ જે પ્રવાસન દ્રષ્ટીએ ઉપયોગી નિવડી શકે તેવું હોય.

- કલેક્ટરશ્રીને મળી સ્મારક આસપાસનાં વિસ્તારમાં ફેન્સીંગ અને બેસવા માટે બેન્ચીસ તેમજ સાઈનબોર્ડ માટે જે તે સ્મારકની નજીક આવેલ ઔધોગિક એકમ સહયોગી નિવડે તે માટે મદદ કરવા વિનંતી કરી અને જે કલેક્ટરશ્રીની મદદથી એ કામ એકદમ આસન થઈ ગયું અને એક માસમાં બધા જ દાતા મળી ગયા અને આગામી ત્રણ માસમાં કામ પુર્ણ થઈ ગયું.
- ત્યારબાદ સ્થાનિક વહીવટીતંત્રની મદદથી જ સ્મારકની દેખરેખ માટે કમિટી નિયુક્તિ કરવામાં આવી અને સ્થાનિક મામલતદારશ્રીને આ કમિટીનાં અધ્યક્ષ બનાવી જે તે સ્મારકની દેખરેખ સ્થાનિક સ્તરે મામલતદારશ્રીની સીધી દેખરેખ હેઠળ કરવામાં આવી અને જેમાં જે તે ગામનાં સ્થાનિક સભ્યોને જોડી સ્મારક જીવંત બને અને સતત તેની દેખરેખ થાય તેવા પગલાઓ ભરવામાં આવ્યા.

મારા તરફથી દરખાસ્ત કરવામાં આવેલ રક્ષિત સ્મારકોની સુવ્યવસ્થા ગોઠવણી પ્રથમ તબક્કો છ માસની સમય મર્યાદામાં પુર્ણ થયો અને બીજા તબક્કામાં

- જે તે સ્મારકનો ડીઝીટલ માધ્યમથી પ્રચાર પ્રસાર કરવામાં આવ્યો.
- સ્થાનિક શૈક્ષણિક સંસ્થાઓને સાંકળી જે તે રક્ષિત સ્મારકોમાં નિયમિત પ્રવૃતિઓ થાય તેને અનુલક્ષીને કાર્યક્રમો ઘડ્યા.
- પુરારક્ષણની જરૂરીયાત જે સ્મારકમાં હતી તેનો એક અલગથી અહેવાલ બનાવી વડી કચેરીએ મોકલી આપવામાં આવ્યો.

૨) રક્ષિત સ્મારકોની કામગીરી મહંદઅંશે પુર્ણ કર્યા બાદ મારી નજર હતી અરક્ષિત સ્મારકો ઉપર. આ વિષય પર કામ કરવાનો પ્રારંભ કર્યો ત્યારથી જ મારા મનમાં સ્પષ્ટ ખ્યાલ હતો કે "અરક્ષિત સ્મારકોએ અનાથ બાળક જેવા હોય છે" મતલબ કે જો કોઈ એને દત્તક લે તો જ તેનો વિકાસ થાય અન્યથા તે કોઈ ખૂણામાં પોતાનું અસ્તિત્વ જેમ તેમ કરી ટકાવી રાખવા પ્રયાસો કરશે પણ જ્યારે નાશ પામી જાય તેની નોંધ પણ લેવાતી નથી. મૂળ મુદ્દો અરક્ષિત સ્મારકો પણ એટલા જ ઉપયોગી નિવડી શકે છે કે જેટલા રક્ષિત સ્મારકો, પણ જો તેનો યોગ્ય વિકાસ કરવામાં આવે તો અરક્ષિત સ્મારકોનો વિકાસ ઘણો આસાન છે કેમ કે તેના વિકાસ માટે વિકલ્પો ઘણાં છે જેમ કે સરકારી રક્ષિત સ્મારકોને સમારકામની કામગીરી માત્રને માત્ર પુરાતત્વ વિભાગની મંજુરી દ્વારા અને તે પણ નક્કી કરેલ આર્કીટેક્ટ અને ઈજનેર દ્વારા કરવું પડે છે જ્યારે અરક્ષિત સ્મારકને તેના મૂળ સ્વરૂપમાં વિકાસ કરવા વિશ્વનાં કોઈ પણ જાણકારની મદદ લઈ શકાય છે. મારા પ્રાથમિક જ્ઞાન મુજબ મને ખ્યાલ હતો કે સરકારમાં એકબીજા વિભાગ સાથે સંકલનનો ક્યાંક ને ક્યાંક અભાવ જોવા મળતો હોય છે જેને લીધે ઘણાં સામાન્ય કામો નથી થઈ શકતા અથવા તો ગ્રાંટ નથી કે સ્ટાફ નથી કે અન્ય એવા કારણોસર વિકાસલક્ષી કામગીરી અટકી જાય છે. નહી તો મનરેગા જેવી યોજના અમલમાં હોય અને સ્મારકો ગંદા કંઈ રીતે રહે ? "દરેક જગ્યાએ ખાડા ખોદીને રોજગારી આપીએ તેના કરતા ક્યાંક સફાઈ કરાવીને પણ રોજગારી આપી શકાય" અને બીજા પણ ઘણાં પ્રોજેક્ટ આસાનીથી થઈ શકે. "પુરાતત્વ વિભાગની કામગીરી જોતા મને લાગ્યું કે આ કચેરીએ ગુજરાત પ્રવાસન નિગમ, ગુજરાત પવિત્ર યાત્રાધામ વિકાસ બોર્ડ, અર્બન અને ગ્રામ્ય વિકાસ બોર્ડ, શૈક્ષણિક સંસ્થાઓ, જે તે સ્થાનિક વહીવટી તંત્ર ખાસ કરીને નગરપાલિકા સાથે જરૂરીયાત મુજબ સંકલન કરી કેટલાક કામો કરવા જોઈએ અને જે આ જોડાણ થકી આસાનીથી શક્ય છે."



અરક્ષિત સ્મારકોનાં વિકાસ માટે નીચે મુજબની કામગીરીનું આયોજન અને અમલ મારા તરફથી કરવામાં આવ્યું.

- યુનિવર્સિટીનાં વિધાર્થીઓ ખાસ કરીને સંશોધકો સાથે સંકલન કરી તેઓને એક પ્રોજેક્ટ બનાવવા આપ્યો જેમાં જીલ્લાનાં અરક્ષિત સ્મારકોનું દસ્તાવેજીકરણ કરવાનું કામ સોંપાયુ. જે કામગીરી આ વિધાર્થીઓએ સરસ નિભાવી અને માત્ર ચાર માસની અંદર મને રીપોર્ટ આપ્યો. રીપોર્ટ જોઈ હું ચોંકી ગયો કેમ કે ફકત કચ્છ જીલ્લાનાં જ ૫૦૦ થી વધારે અરક્ષિત સ્મારકોની યાદી હતી. હવે આ યાદી કેટેગરી પ્રમાણે વિભાજન પાડ્યા અને પ્રવાસન કેન્દ્ર તરીકે વિકાસ થઈ શકે તેવા સ્થળોને અગ્રતા ક્રમ આપી તેને આનુસાંગિક કાર્યો આરંભ્યા.
- જેટલા અરક્ષિત મંદિરો હતા તે માટે ગુજરાત પવિત્ર યાત્રાધામ બોર્ડનો સંપર્ક કર્યો અને સદ્ભનસીબે ત્યાંના સચિવશ્રીના હકારાત્મક વલણને કારણે તેઓએ મદદ કરવા સ્વીકાર્યું. પુરાતત્વ વિભાગ અને યાત્રાધામ બોર્ડનાં સંયુક્ત ઉપક્રમે કચ્છ જીલ્લામાં આવેલા તમામ ઐતિહાસિક મંદિરોનાં સાઈટ ડેવલોપમેન્ટની કામગીરી હાથ ધરાઈ જે માત્ર બે વર્ષમાં પુર્ણ થઈ. જે તે મંદિર પર જરૂરીયાત પ્રમાણે સફાઈ, સાઈટ ડેવલોપમેન્ટ, સાઈન બોર્ડ, રીપેરીંગ (આ કામમાં જરૂરીયાત પ્રમાણે સ્થાનિક વહીવટતંત્ર, પ્રવાસન વિભાગ અને ખાનગી કંપનીઓ પાસેથી આર્થિક મદદ લેવામાં આવી),સાહીત્ય પ્રકાશન કરવુ વગેરે પુર્ણ કરવામાં આવી.
- અન્ય અરક્ષિત સ્મારકોમાં ગુજરાત પ્રવાસન નિગમ અને ખાનગી દાતાઓની મદદ લેવામાં આવી. કેન્દ્ર સરકારની એક સ્કીમ છે "એડોપ્ટ અ હેરીટેજ" જે અંતર્ગત સ્થાનિક લોકોને, સંસ્થાઓને, કંપનીઓને જે તે સ્મારક દત્તક લેવા આમંત્રિત કરાયા અને જેમાં સારી એવી સફળતા મળી અને સ્મારકો ખીલી ઊઠ્યા.

૩) ઉપરોક્ત બધી કામગીરીમાં મારા કાર્યકાળનાં ત્રણ વર્ષ પુર્ણ થઈ ગયા હતા અને આ સાથે મે જીલ્લાની શૈક્ષણિક અને સામાજીક સંસ્થાઓ સાથે મળીને લોકજાગૃતિ અને શૈક્ષણિક કાર્યક્રમો નિયમિત બનાવ્યા અને રમતગમત, યુવા અને સાંસ્કૃતિક વિભાગનાં જ પેટા વિભાગો સાથે મળીને વિવિધ સાંસ્કૃતિક કાર્યક્રમોના આયોજનને નિમિત બનાવ્યા.

૪) આ સાથે એક એવી ઘટના બની કે જેણે મારા તમામ કાર્યક્રમો અને અત્યાર સુધીની મહેનત પર પાણી ફેરવી દીધુ. અચાનક મારી તત્કાલિન સમયે કરવામાં આવેલી નિયુક્તિ પર સવાલ ઉઠ્યા અને મારી નિયુક્તિ ગેરબંધારણીય છે તેવી અરજી થઈ જેના બે કારણ અપાયા હતા,

અ) ભરતીનાં નિયમ મુજબ પી.જી.ડીપ્લોમા કરેલ નથી અને બ) ભરતીનાં નિયમ મુજબ અનુભવ નથી.

મારા પર કરવામાં આવેલા આ આરોપોને પુરવાર કરવા હું મારી બધી પ્રવૃતિઓ અને નોકરીએ લાગ્યા બાદ ત્રણ વર્ષમાં લાગેલી કામગીરી પુરવાર કરવા પ્રયાસ કરી રહ્યો હતો, અને એ સાથે ખબર નહી કેમ કોઈ મને ઢંઢોળીને ઉઠાડી રહ્યું હતુ, આંખ ખોલતા જ મારા પતિ કિન્નરીએ કહ્યું ઊઠો નવ વાગી ગયા...



# ગુજરાતના ભમ્મરિયા કુવા

- વિષ્ણુસિંહ ચાવડા

બૃહદ્ શિલ્પ શાસ્ત્ર મુજબ માત્ર પાણી જ જીવ સંસ્કૃતિના ઉદ્ભવ અને અસ્તિત્વ માટે જરૂરી હતા. માનવીઓએ નદી,કૂવા, કૂઈ, વાવ, કુંડ, તળાવ જેવા જળસંચયનાં સાધનો વિકસાવ્યા અને તેનો નાતો તેની જોડે રહ્યોં. માનવીના પૂર્વજો આદિમાનવ દ્વારા વહેતી નદીના જળનો ઉપયોગ કરવામાં આવતો હતો. જળ એ પ્રત્યેક જીવિત કોશિકાઓનું આધારભૂત અંગ છે. મૂળ પંચ તત્વોમાં પાણીનું સ્થાન સૌથી અગત્યનું છે. ભારતીય સંસ્કૃતિમાં વાવ, કૂવા, તળાવો બંધાવા એને પુણ્ય કાર્ય ગણવામાં આવે છે. આથી રાજ્યના ધોરીમાર્ગો, સીમ શેઢે કે ગામના પાદરે દયા પ્રેમી માનવીઓએ બંધાવેલા અસંખ્ય વાવ - કૂવા અને પાણીની પરબો જોવા મળે છે. આ પ્રકારના કુવાઓને કલાપૂર્ણ બનાવવા માટે તેમાં કોતરણીકામ કરવામાં આવે છે.

કૂવાની વ્યાખ્યા એમ આપી શકાય કે ભૂગર્ભ જળના વિપુલ જળસંપતિ ના ઉપયોગ માટે ખોદેલા ગોળ ઊંડા ખાડા ને કુવો કહે છે. બૃહદ્ શિલ્પ શાસ્ત્રમાં ચાર હાથ થી માંડીને તેર હાથ સુધીની પહોળાઈ ના કૂવાઓ કરવાનું કહેવાયું છે. કૂવાની જુદી જુદી પહોળાઈ મુજબ તેમના નામ પણ જુદા જુદા હોય છે. રાજ્યભરમાં ઘણા પ્રકારના કૂવાઓ જોવા મળે છે. તેમાં જુદા જુદા દસ પ્રકારના કૂવા હાલમાં જોઈ શકાય છે. ઘણા ઐતિહાસિક પુસ્તકોમાં કૂવાઓ બાંધવા વિશેનો ઉલ્લેખ કરાયેલો છે. કૂવાના વિવિધ પ્રકારોમાં ચાર હાથ પહોળા કૂવાને શ્રીમુખ, પાંચ હાથ પહોળા કૂવા ને વૈજય, છ હાથ પહોળા કૂવા ને પ્રાંત, સાત હાથ પહોળા કૂવાને દુંદુભિ, આઠ હાથ પહોળા કૂવાને મનોહર, નવ હાથ પહોળા કૂવાને ચૂડામણિ, દસ હાથ પહોળા કૂવાને દિગભદ્ર, અગિયાર હાથ પહોળા કૂવાને જય, બાર હાથ પહોળા કૂવાને નંદ અને તેર હાથ પહોળા કૂવાને શંકર કહેવામાં આવે છે. ગુજરાતના વિવિધ જિલ્લઓમાં ઉપર જણાવ્યા મુજબના કૂવાઓ મળી આવે છે. ગોળાકાર, લંબચોરસ, ષટ્કોણ અને અષ્ટકોણ એમ પાંચ પ્રકારના કૂવાઓ ઉપરાંત જૂનાગઢમાં ' નવઘણ કૂવો ', મહેમદાવાદમાં ' ભમ્મરિયો કુવો ' જેવા પુરાણા ફેર કૂવાઓ પણ જોવા મળે છે. ડૉ. ગૌદાની લખે છે કે આવા કૂવાઓ સંવત ના ચોથા સૈકાથી ગુજરાતમાં અસ્તિત્વ ધરાવે છે.

મહેમદાવાદમાં મહમૂદ બેગડાએ બનાવેલો ભમ્મરીયો કુવો, ઓલપાડ પાસેનો કુવો, મહેસાણાના ગુંજા ગામ પાસેનો ઈટરી કુવો, આણંદ તાલુકાનો ભારેકિયા ગામનો ખરેરિયો કુવો, વણતોલ ગામનો અરણીયો કુવો અને સિદ્ધપુર તાલુકાનો બટેશ્વત્ર તીર્થ પાસેનો ગંગવો કુવો, વડનગર નો ઝણઝણ કુવો, નાની ઉભરાણ નો ફેરકુવો ખુબજ પ્રખ્યાત છે. ઈતિહાસ, પુરાતત્વ, અને શિલ્પ સ્થાપત્ય દૃષ્ટિકોણ થી અનન્ય સ્થાન ધરાવતા વાવ, કુવાઓની સંખ્યા ગુજરાતમાં આશરે ૧૫૦૦ જેટલા છે અને તેમના મોટા ભાગના બિસ્માર હાલતમાં પડ્યા છે.



હાલીસા, ગાંધીનગર

**મહેમદાવાદનો ભમ્મરીઓ કૂવો :** મહેમદાવાદ થી ખેડા રોડ તરફ બે કિલો મીટર દૂર ભમ્મરીઓ કુવો આવેલો છે. આ કૂવાનું નિર્માણ ૧૫મી સદીમાં મહેમુદ શાહ બેગડા નામના બાદશાહે કરાવ્યું હતું. આ કુવો ૩૬ ફૂટ વ્યાસ ધરાવે છે. આ કૂવાની ફરતે ચારે બાજુ સીડીઓ આવેલી છે જેના મારફતે કૂવાની અંદર જઈ શકાય છે. ઓરડામાં જવા માટેની સીડીઓ ગોળ ફરતે હોવાથી તેને ભમ્મરીઓ કૂવો કેહવામાં આવે છે. આ ભમ્મરીઓ કૂવો ભૂગર્ભ મહેલ છે. જેમાં પેહલા માળે ચાર અને બીજા માળે આઠ ઓરડા છે. આ ઓરડાઓમાં પ્રવેશ કૂવા મારફતે કરવામાં આવે છે.

મોહમ્મદ શાહ બેગડાએ ઉનાળાની ગરમીથી સમય પસાર કરવા માટે ભમ્મરીઓ કૂવાની રચના કરી હતી. શિલ્પીનું કલા કૌશલ્ય અને ઈજનેરની બુદ્ધિનું અદભુત પ્રમાણ આ કૂવામાં જોવા મળે છે. જમીનની અંદર કૂવાને ફરતે મહેલ બાંધવાનો દાખલો આ એકજ જોવા મળે છે. માનવામાં આવે છે કે મોહમ્મદશાહ બેગડા તેમના પરિવારનું એકનું એક સંતાન હતું જેથી તે ગુજરાતનો ભાવિ રાજા પણ હતો. આ કારણોસર તેના જીવને હમેશા જોખમ રેહતું, આથી બાળપણથી મહમ્મદ શાહ બેગડાને તેમની માતાએ જમવામાં ઝેર આપીને ઉછેર્યો હતો. ઝેરને પચાવવા માટે મોહમ્મદ બેગડાને વધુ ખોરાકની જરૂર પડતી, અને બાળપણથી શરીરને ઝેરની આદત પડી ગઈ હોવાથી તેના શરીરમાં ગરમી વધી ગઈ હતી. જેથી તેને ઉનાળામાં વધુ ગરમી લાગતી હતી.

આથી ઠંડક મેળવવા માટે બેગડાએ આ પ્રકારનો ભૂગર્ભ મહેલ બનાવડાવ્યો હતો. આ કૂવાનો ઉપયોગ પશુ, પક્ષી માટે પાણી પીવા તથા ગરમીના દિવસોમાં સુલતાનને ઠંડક મેળવવા માટે કરાતો હતો. આ સ્થાપત્ય કેન્દ્ર સરકારના પુરાતત્વ વિભાગ દ્વારા ACT ૧૯૫૮ હેઠળ રક્ષિત જાહેર કરવામાં આવ્યું છે. કૂવાની ચકાસણી કરતા આછા પીળા રંગનો લાઈમ વોશના પડની હાર્ડનેસ તપાસતા તેમાં કુદરતી અને કૃત્રિમ એધેસિવ નો ઉપયોગથયેલ હોય તેમ જણાય છે.

કૂવાના પાછળના ભાગે થી જમીનના ક્ષારના કારણે અંદરની દીવાલ બાજુથી ભીંતચિત્ર વાળા ભાગમાં પોપડી બનવાના કારણે ચિત્રના પિગમેન્ટ લેયરે દીવાલ પરથી પકડ છોડી દીધેલ છે.

હાલીસાં નો ભમ્મરીઓ કૂવો: દહેગામમાં હાલીસાં ગામમાં ભમ્મરીઓ કુવો આવેલો છે. સામસામે બંને દિશામાં પ્રવેશ દ્વાર ધરાવતો આ કુવો આશરે ૧૫-૧૮ ફૂટ વ્યાસ અને ૯૦-૧૦૦ ફૂટની ઊંડાઈ ધરાવે છે. જમીન લેવલ થી પાંચ માળની ઊંડાઈ ધરાવતા આ કૂવાં નીચે જવા માટે બંને દિશામાં ગોળ ફરતે પગથિયાની વિશિષ્ટ રચના જોવા મળે છે, જેના દ્વારા પાણીના તળિયા સુધી પહોંચી શકાય છે.



ઠાસરા

મહેમદાબાદ

કૂવાની ફરતે વર્તુળાકાર ગેલેરીની રચના જોવા મળે છે. આ ગેલેરીમાંથી નીકળતા કોતરણીવાળી સુંદર ઝરૂખાની રચના દ્વારા કૂવાના અંદર સુધીનો ભાગ જોઈ શકાય છે. કૂવાના પ્રથમ માળ માં નીકળી ગયેલ પ્લાસ્ટરને કારણે અંદરની બાજુએ ઈંટોની દીવાલ જોવા મળે છે. ઈંટોની સાઈઝ જોતા આ જળ સ્થાપત્યનું બાંધકામ મુઘલ મરાઠા કાળમાં થયેલ જણાય છે. કૂવાની અંદર પ્રથમ માળે ગવાક્ષની બંને તરફ આશરે ૩x૪ ફૂટના હાથીના ભીંતચિત્રો નજરે પડે છે. તેમજ ગવાક્ષ અને કમાનના પિલરવાળા ભાગમાં પણ ભીંતચિત્રો જોવા મળે છે, ત્રીજા માળ ની છાજલી પર પણ ચિત્રકામ જોવા મળે છે. ભીંત ચિત્રોમાં ગ્રાઉન્ડ તરીકે રેતી - ચુનાનાં રફ પ્લાસ્ટર ઉપર ચૂનાનું આવરણનો ઉપયોગ થયેલ છે. તેના પાર લાલ કાળા સફેદ રંગનો ઉપયોગ થયેલ છે. ચિત્રોમાં શણગારેલ હાથી, વૃક્ષ-વેલ, પાન તથા દેવી દેવતાઓના પ્રતીકો જોવા મળે છે.

ઠાસરાનો ભમ્મરિયો કૂવોઃ ઠાસરાથી કોસમ વાદળ ગામ જવાના મુખ્ય માર્ગ પર ફેરકુવાનુ પાટિયું દેખાય છે. આ કૂવાની વિશિષ્ટતા એ છે કે આ કુવામાં પાણી ઉપરાંત ભૂગર્ભમાં ઓરડાવાળાં રૂમ આવેલા છે જે એક આશ્ચર્ય કહેવાય, પેહલી વખત જોતા તો માન્યામાં ના આવે કે એવું પણ હોઈ શકે. આશરે ૨૫૦ થી ૩૦૦ વર્ષ પેહલા આ ભમ્મરિયો કૂવો બંધાયેલ હશે. આ કૂવો આશરે જમીનની અંદર ત્રણ માળ જેટલો ઊંડો છે. ઉપરથી ગોળાકાર નીચે તરફ જવા માટે પગથિયાં છે. કૂવાને બહારથી જોતા ખ્યાલ સુદ્ધા ન આવે કે કૂવો અંદરથી આ પ્રકારનો હશે.

એવું માની શકાય કે વટે માર્ગુઓ માટે ઉનાળાની ગરમીમાં આરામ કરવા માટે બંધાવ્યો હશે. આ કૂવો કોણે બંધાવ્યો તેની માહિતી મળતી નથી. આ કૂવાની બીજી વિશેષતા એ છે કે આના ઉપરની બાજુમાંથી અમથી સાંકડી કેનાલ આપેલી છે. જે થોડા અંતરે આવેલા મોટા હવાડા સાથે જોડાયેલી છે. જેની રચના શૈલી ખુબજ સુંદર કલાત્મક રીતે કરેલી છે.

પોર્ટુગલમાં સિંટ્રા વેલ (ભમ્મરિયો કૂવો) ને યુનેસ્કો દ્વારા વિશ્વ હેરિટેજ સાઈટ જાહેર કરાઈ છે.આ સિવાય ઈટાલીનો એક કૂવો પણ વિશ્વ વિરાસતમાં સ્થાન પામ્યો છે. જેને જોવા માટે વિશ્વભરમાંથી અનેક પ્રવાસીઓ આવે છે. આ પ્રકારના ફેર કુવાઓ કે ભમ્મરિયા કુવાઓ ગુજરાતમાં આવેલા છે જેના વિષે ગુજરાતીઓને જ ખબર નથી. આ ભમ્મરિયા કુવા અત્યારે કાળ સામે બાથ ભીડીને ઉભા છે અને જાળવણીના અભાવે આવનારા સમયમાં આ કુવાઓ જોવા પણ નહિ મળે. વર્ષો પુરાણા આ પાણીના સ્ત્રોતો નવી પેઢી માટે જોવાલાયક છે. પણ કમનસીબે ગુજરાત ટુરિઝમ વિભાગને આવા સ્થળોને પ્રવાસન સ્થળ તરીકે વિકસાવવામાં રસ જ નથી. આવા સ્થળોને પ્રવાસન સ્થળ તરીકે વિકસાવે તો ગુજરાતમાં રહેલ ઐતિહાસિક વિરાસતોની જાળવણી થાય. ઘણાને ખબર પણ નહી હોય કે ગુજરાતમાં આવી નાની મોટી મળીને કુલ ૧૫૦૦ જેટલા પૌરાણિક કુવાઓ અને વાવો આવેલી છે. એક જમાનામાં આ બધા પાણીના અમૂલ્ય સ્ત્રોતો હતા. આજે આ વાવ કુવાઓ પૈકી થોડી ઘણીજ રક્ષિત છે , બાકીની જર્જરિત અવસ્થામાં પડી રહી છે. આવા અતુલ્ય વારસાનું જતન આપણે જ કરવું પડશે।



ચાંપાનેર

# તીર્થક્ષેત્ર જુના સૂરજદેવળ

- કિશોર પટગીર
સંકલન : કાઠી સંસ્કૃતિ દીપ સંસ્થાન

સમગ્ર સૃષ્ટિનાં કેન્દ્રસ્થાને સૂર્ય છે તે સમગ્ર વિશ્વએ માન્યું છે અને વિશ્વનાં ખૂણે ખૂણામાં સૂર્ય પૂજા કોઈનાં કોઈ માધ્યમથી થાય છે તેવા અનેક પુરાવાઓ મળ્યા છે જેનો સૌથી મોટો પુરાવો દક્ષિણ અમેરિકામાં આવેલ ઐતિહાસિક સાઈટ માચુપીચુમાં મળી આવેલ સૂર્ય મંદિરનાં અવશેષો પરથી જાણવા મળે છે. આજે લેખમાં વાત કરવાની છે ગુજરાતનાં ચોટીલા નજીક આવેલ જુના સૂરજદેવળનાં સૂર્યમંદિર અને તેના શિલ્પ - સ્થાપત્ય વિશે.

સૂર્યદેવળને મધ્યસ્થાન માનીએ તો તેની પુર્વે મુળી અને માંડવરાજ, પશ્ચિમે મહિકુ, ઉત્તરમાં સરા, દક્ષિણમાં ચોટીલા, આણંદપરએ મુજબની પુરાણ પ્રસિધ્ધ પાંચાળ ક્ષેત્રની હદ બતાવાઈ છે. દંતકથા એવુ પણ કહે છે કે સુરજના રથને પાંચાળમાં ખેંચી લાવનાર સાત નાગભાઈઓ હતા અને સતયુગ દરમ્યાન આ મંદિરની સ્થાપના સૂર્યવંશી ક્ષત્રિય રાજવી માંધાતા દ્વારા કરવામાં આવી હતી. દ્વાપરમાં કૃષ્ણ અને રુક્ષ્મણી થાન આવેલ તેવા પુરાવાઓ મળે છે તેમજ કચ્છનાં લાખા ફુલાણીનાં આટકોટ નિવાસ દરમ્યાન એણે મંદિરનું સમારકામ કરાવેલુ એ પણ ઉલ્લેખનીય છે. જો કે પાછળથી વિનાસ્મકર નામનાં પાલીતાણાનાં ઈજનેરે નિર્માણ માટે કાર્ય કરેલું હોવાનુંમનાય છે.

કંડોળા ટેકરી પર આવેલુ પૂર્વાભિમુખ આ બકુલાદિત્યનું મંદિર રથાકારે ૨૨.૩૫ ઉત્તર, ૭૧.૧૨ પૂર્વ અંશના ખૂણે ૮૦x૨૮ ફીટનાં ક્ષેત્રમાં છે અને મંદિરનું ગર્ભગૃહ ચોરસ છે. ગર્ભગૃહમાં સૂર્યમુર્તિ બિરાજમાન છે. મંદિની દ્વારશાખ ૬x૩ ફુટનું છે અને દ્વારશાખ થકી મંદિરમાં પ્રવેશી શકાય છે. દ્વારશાખનાં ઓતરંગમાં નવગ્રહના શિલ્પો કંડારાયેલા છે. મંદિરનો સભામંડપ લંબચોરસ છે જેમાં આડત્રીસ સ્તંભો આવેલા છે. મંદિરનો મંડોવર પરનો શિખર ભાગ પુનરુધ્ધાર થયેલો દેખાય છે. આ સૂર્યમંદિરનાં બાંધકામની વિશેષતા એ છે કે સૂર્યોદય થતા સૂર્યનાં કિરણો ગર્ભગૃહમાં રહેલી મૂર્તિ પર પડે છે. અહિંયા લગભગ ૧૫૦ ફૂટ ઉંડી એક જૂની વાવ પણ જોઈ શકાય છે.

ઈ.સ.૨૦૦૧માં થયેલ ધરતીકંપમાં મંદિરનો આગળનો ધુમ્મટ ધરાશાયી થતં પુનઃ જીર્ણોધ્ધાર થયેલ છે. સમયાંતરે જીર્ણોધ્ધાર થયેલ આ સુર્યમંદિર પુરાતત્વ વિભાગ દ્વારા રક્ષિત સ્મારક જાહેર કરવામાં આવ્યું છે. સૂર્યમંદિરને અડીને બાજુમાં કશ્યપ ઋષીનું નાનું મંદિર આવેલુ છે. દંતકથા એવી છે કે મંદિરની પૂર્વ દિશામાં નાગકુપ નામના અદ્રશ્ય સ્થળે સૂર્યદેવની સપ્તધાતુની મૂર્તિ, સોનાનો રથ અને સોનાની સાંગ આવેલી છે.

બકુલાદિત્ય આ નામ સાથે સૂર્યદેવની પૌરાણિક કથા જોડાયેલી છે જેમાં સૂર્યનું તેજ સહન નાં થતા સંજ્ઞા ઉત્તરકુરુ(ધર્મારાયણ)માં જઈ બકુલવૃક્ષ(બોરસલી) નીચે તપસ્યા કરેલી. તે વૃક્ષ નીચે આવી સૂર્ય ખૂબ શાંત થઈ ગયા હતા, દેવતાઓએ તેમને બકુલવનનાં સ્વામી ઘોષીત કર્યા અને આમ, સૂર્યદેવ શાંત સ્વરૂપે બકુલાદિત્ય કહેવાયા.

આ મંદિર ઉપર મુસ્લિમ સલ્તનત કાળ દરમ્યાન ઘણા આક્રમણો થયા છે, જેમા એક મુખ્ય આક્રમણ આઝમખાને ઈ.સ. ૧૬૪૨ માં રાજકોટ સ્થિત મહેરામણજીનાં સહયોગથી કર્યુ હતું, એ પછી ઈ.સ.૧૬૯૦માં ઔરંગઝેબ દખ્ખણ માં મથક રાખી મરાઠાઓ સામે લશ્કરી ચડાઈઓમાં રોકાયેલો હતો ત્યારે મારવાડમાં દુર્ગાદાસ રાઠોડનો પ્રતિકાર વધ્યો હતો અને ગુજરાતમાં કાઠી દરબારોની પાળો ધંધુકા, ધોળકા અમદાવાદ અને ઉ.ગુજરાત સુધી તેમના વિસ્તારોને ધમરોળવા ખેપો કરતી અને જે તે વિસ્તારોને જીતી લેતી.

આવા સંજોગોમાં ઔરંગઝેબે કારતલબખાનને 'સુજાતખાન" નો ખિતાબ આપી, ગુજરાતની સુબેદારી અને જોધપુરની ફૌજદારી સંયુક્ત રીતે કરવા નિર્ણય કર્યો, તેના લીધે સુજાતખાન ૬ મહિના જોધપુર અને ૬ મહિના ગુજરાત રહેતો અને વહીવટ સંભાળતો. દુર્ગાદાસ રાઠોડ સાથે તેની છુટી છવાઈ લડાઈઓ ચાલ્યા કરતી. કટ્ટર ઈસ્લામનાં નામે મુર્તિપુજાનાં વિરોધ સાથે અને ખંડણી ઉઘરાવવા તથા કાઠીઓનાં પાળોથી ત્રાસી ઈસ.૧૬૯૦માં સુબા સુજાતખાનએ અન્ય સ્થાનિક રીયાસતોને સાથે રાખી પ્રબળ આક્રમણ કર્યુ.





સાડા 3 દિવસનાં યુધ્ધની સતત ટક્કર આપી કાઠી દરબારોએ મુર્તિ સલામત સ્થળે ખસેડી લીધી અને જય સૂરજ નારાયણનાં નાદ સાથે કેસરીયકર્યા પણ તેમની આખરે હાર થઈ અને મંદિરને પણ ઘણું નુકસાન થયુ, તેની યાદમાં કાઠી દરબારો વૈશાખ સુદ-૧ થી ગણેશ ચોથ સુધી ઉપવાસ કરે છે. જૂના સૂરજ દેવળ ઘણુ પુરાતન છે, કાઠીઓ દ્વારા નિર્માણાધીન મંદિરની મુર્તિ દ્વિભુજ અને ઉભેલી સ્થિતીમાં તથા પદ્મના લાંછનવાળી છે, ગર્ભગુહમાં દેવ તેમનાં અનુચરો (પાર્ષદો) સહિત સમભંગમાં ઉભેલી પ્રતિમા છે. જેણે પાસાવાળો કરંડમુકુટ, મકર કુંડળ, પાંદડીયુકત હાંસડી તથા દ્વિસેરી પ્રલંબહાર અને યજ્ઞોપવિત પહેરેલું છે, છાતીની મધ્યમાં શ્રી વત્સનું ચિન્હ જણાય છે, જ્યારે ભાલમાં વૈષ્ણવ પ્રકારનું તિલક છે, સૂર્યદેવની છાતી પર બખ્તર અંકિત થયું છે, કોણીથી વાળેલા દ્વિભુજ હસ્ત વિકસીત સનાળ પદ્મ ધારણ કરેલા છે, જેની પાંખડીઓને આરાઓ વડે દર્શાવી છે, તેમના કટી પર કટવલય છે જ્યારે કટી પર અલંકૃત કટીબંધ તથા ઊરુદામ (કેડથી સાથળ પર લટકતી મોતીની માળા) દ્રષ્ટીગોચર થાય છે. કટીવસ્ત્રનાં બંને છેડાઓ પગનાં આગળના ભાગે મધ્યમાં ઝુલતા છે અને સુંદર વલ્લી લટકતી છે તથા લાંબી વનમાળા ઢીંચણ પર ઝુલે છે. દેવના મસ્તક પાછળનું પ્રભામંડળ વૃતકારે તથા બે પંક્તિઓમાં આરાઓ વાળુ અંકિત થયેલુ છે. પગમાં મોજા સહિતનાં હોલબુટ છે.

સૂર્યદવ સાથે તેમના અનુચરો છે જેમા દંડ અને પિંગળ છે, પ્રતિમાનો ઝીણવટભર્યો અભ્યાસ કરતા તેના શરીરનાં પ્રમાણમાપનાં લાંબા પગ તુરંત નજરે પડે છે, ભરાવદાર ગાલ પરની મોટી ચમકતી ખુલ્લી આંખો તથા મુખ પર ધીમું હાસ્ય વર્તાય છે. જૂના સૂરજદેવળનાં ગર્ભગૃહ ભગવાન સૂર્યની ડાબી બાજુએ સ્વતંત્ર પ્રતિમારૂપે સૂર્યાણી(રાંદલ)માતાની છે, ભૌમિતિક આકૃતિવાળો મુકુટ, પુષ્પાકૃતી ગોળ કુંડળ, ગ્રીવા, પાંદડીઓ યુકત હાંસડી તથા પ્રલંબહાર કેયુર,બલૈયો, ચુડો, અલંકૃત કટીમેખલા તથા લાંબી વનમાળા ઉપસાવેલી જણાય છે.

હાથ ટટ્ટાર અને પદ્મદંડી પકડેલ છે, ડાબા હાથમાં આકૃતિવાળુ બિજોરુ ફળ દ્રષ્ટીગોચર થાય છે, રાંદલમાં આસપાસ એક એક રાંદલમાંના આભુષણોની છાંટવાળી અનુચારીકા ઉભી છે, જેનો દેવી તરફનો એક હાથ ઉચો છે અને બીજા કોણીથી વાળેલા હાથમાં કંઈક ઉપકરણ ધારણ કરેલું છે, ખુલ્લી આંખો અને સ્મિતની મુદ્રામાં દેવી રન્નાદેમાં ના હાથમાં કટવલયના સ્થાને જોવા મળતા બલૈયા ચુડાનું આલેખન લોકકલાનાં તત્વભાવ રજુ કરે છે.

જુના સૂરજદેવળમાં બહારનાં મંડોવરની દિવાલ પરનાં શિલ્પખંડોમાં પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણે બે સ્તંભિકાનાં મધ્યમાં સમભાગ ઉભેલી સૂર્યપ્રતિમા આવેલી છે, જેમાં તેમણે કરમકુટ કુંડળ, હાર અને યજ્ઞોપવિત ધારણ કરેલી છે. કોણીથી વાળેલા દ્વિભુજ હસ્તમાં સનાળ પદ્મ છે, જે કર્ણ સુધી ઉચા છે, વનમાળા ઢીંચણ સુધીની લાંબી છે, દેવનાં ડાબા જમણાં પગ પાસે એક એક પત્ની દર્શાવાયા છે. અહીં મંદરની બહારના ભાગે પણ શિલ્પખંડમાં સૂર્ય અને તેમનાં અનુચરો, દંડ તથા રાજ્ઞી બચવા પામ્યા છે અને સૂર્યાણીનાં શિલ્પ છે જે જિર્ણ થઈ ગયા છે કોઈને ન નમનાર અડાભીડ કાઠીઓએ અહીં મસ્તક નમાવ્યા છે.

મંદિરની બંને બાજુ અસંખ્ય પાળિયા છે જેમા અંકિત કૃતિઓમાં રથારુઢ, અશ્વારોહી અને પદાતિ સૈનિકોનાં જ છે. પ્રાચીન દેવાલય હોવાથી પુરાતત્વ ખાતા હસ્તક છે, પાળિયા પરના લખાણો કાળની થપાટો ખાઈને ભુંસાઈ ગયા છે. મંદિરના પગથીયા પાસે એક સ્થળે લાંબા પટ્ટા પર લખાણ લખેલું છે. બ્રાહ્મી લીપીનું આ લખાણ હાલ અક્ષરો ઉકેલાઈ શકાય તેવી અવસ્થામાં નથી. મંદિરનાં એક જુના અભિલેખમાં વિ.સવંત ૧૪૩૨(ઈ.સ. ૧૩૭૬) બુટડ લાખાનાં પુત્ર સિમ્હાએ ફરી બંધાવ્યુ તેવો ઉલ્લેખ મળે છે, જેથી ૧૪મી સદીમાં પુર્ણોધ્ધાર થયો જે તેના મુળ સ્વરુપ થી અલગ હતુ તેવું જાણવા મળે છે.

અભિલેખનું વાંચનઃ-

"१४३२ वर्षे वैसाषसुदि ९ सो बूटडलाङ
षीआ पुत्र सीह कासप तंबुका उपड दंतकाढी दागरि पाला
नाणा काडीयो संकर उदव नंडां भान माहाराज."

ડુંગરાળ સીમ અને ચારેબાજુ વગડાની વચ્ચે ગઢથી આરક્ષિત જુના સુરજ દેવળનાં મુખ્ય દેવાલયની આસપાસ નવ ગ્રહો, વરાહ, અપ્સરાઓ યોધ્ધાઓને હાર પહેરાવતી હોય તેવા શિલ્પો પણ મંદિરની દીવાલમાં છે. મંદિરની આસપાસ કોઈ મોટી નગરીનાં અને તેના વિશાળ ગઢ હશે તેવા અવશેષો પણ નજરે પડે છે. જમીનની નીચે ગુપ્ત ભોયરાઓ અને શેરીઓ હોવાનાં સ્પષ્ટ પુરાવાઓ મળી આવે છે. અહિંયા લગભગ ૧૫૦ ફૂટ ઉંડી એક જૂની વાવ પણ જોઈ શકાય છે.

નવગ્રહોનો શિલ્પપટ્ટઃ

सूर्यः सोमो मंडलश्च बुद्धश्चाथ बृहस्पतिः।
शुक्रः शनैश्चरो राहुः केतुश्चेत गुहा स्मृता।।

અહીં શરુઆતમાં બ્રહ્મા, ત્યારબાદ સૂર્યથી બૃહસ્પતી(ગુરુ), મધ્યમાં શિવ અને ત્યાર પછી શુક્રથી રાહુ અને છેલ્લે વિષ્ણુંનો ગવાક્ષ છે. આમ, દુર્લભ પટ્ટની વિશેષતા એવા ત્રિદેવ સાથેનો શિલ્પ પટ્ટ છે, ત્રિદેવ ચતુર્ભુજ અને સ્તંભિકાનાં મધ્યમાં ગવાક્ષમાં છે અને નવગ્રહ્ દ્વિભુજ દર્શાવાયા છે. આ પટ્ટમાં ગ્રહ તરીકે રહેલા સૂર્ય પદ્મધારી છે, કેતુ, સર્પપૃચ્છાકૃતિ અંકિત, પાર્શ્વમુખી તથા મસ્તક પર સર્પછત્ર અંકિત અંજલી મુદ્રામાં છે. રાહુ મોટા મસ્તક સ્વરૂપે છે સાથે બીજા ગ્રહો એ લટકતા હાથમાં કમંડળ પાત્ર સાથે છે અને ઉપર ઉઠેલા હાથમાં રહેલું ઉપકરણ સ્પષ્ટ થતું નથી, કદાચ એ માળા હોઈ શકે છે. એક એવી બીજી વિશેષતા કાઠી ક્ષત્રિયો દ્વારા જૂની રાજધાની કંથકોટમાં નિર્મિત સૂર્યમંદિરનાં શિલપ પટ્ટમાં આઠ ગ્રહનું આલેખન હતું, જેમાં કેતુ અદ્રશ્ય છે. દેવળ ફરતે દેરીઓમાં વિષ્ણુંનાં દશાવતારનાં અવશેષો છે.

સૂર્ય પ્રતિમાનાં ડાબા જમણા પગ પાસે જોવા મળતા અનુચર(પ્રતિહાર) એ દંડ અને પિંગળ છે, જે તેમની સતત સેવામાં હોય છે. દંડ દેવસેનાનાં અધિનાયક હોવાનાં કારણે દંડધારી અથવા ખડગધારી છે અને દંડ આપવાનાં અધિકારી છે અને ઘણી જગ્યાએ દંડએ યમ એવું પ્રતિપાદિત થયુ છે, જ્યારે પીંગળએ કર્મો સાક્ષી છે, આથી એમનાં એક હાથમાં કલમ અને બીજા હાથમાં શાહીનો ખડીયો છે. આ સિવાય અન્ય અનુચરો પણ વિવિધતાપૂર્વક દર્શાવાતા હોય છે, સૂરજદેવળનાં ગર્ભગૃહની સૂર્ય પ્રતિમા સાથે દંડ પીંગળ દર્શાવ્યા છે. જેમાં તેમણે ખડગ પકડેલું છે સાથે એક અનુચર અશ્વાકૃતિમાં જોવા મળે છે. મોટાભાગે સૂર્ય સાથે તેમનાં અનુચરો સહિત બુટ પહેરેલા દર્શાવામાં આવે છે. જો કે શિલ્પ શાસ્ત્રમાં આવુ કોઈ વિધાન નથી પણ મોટા ભાગના શાસ્ત્રોમાં સૂર્યમુર્તિના પગ ન જોઈ શકાય તેવું દર્શાવાયું છે. આથી શિલ્પીઓ બુટ અથવા વસ્ત્રનાં આવરણ સાથે ઢંકાયેલા પગ આધારીત શિલ્પકૃતિ રચતા. સૂર્યમંદિરની ગર્ભગૃહની દિવાલો પર સુશોભન કૃતિઓનાં ત્રણ થર છે, જેમાં મધ્ય થરમાં પદ્મપતોની આકૃતિ છે અને ઉપરના થરમાં કલશ તથા ગવાક્ષ થરોનું (ચૈત્યવાતાયનની) અલંકરણ છે, મંડોવરની બહારની બાજુએ ઉત્તર, પશ્ચિમ અને દક્ષિણે સૂર્ય અને એમની બે પત્નીઓનાં શિલ્પ કંડારેલા છે. જૂના સૂરજદેવળ મંદિરની જગતી પર દેવકુલિકામાં સૂર્યપુત્ર અને અશ્વોનાં દેવ રેવંતની મુર્તિ હતી એવો ઉલ્લેખ મળે છે.

સૂર્ય મુર્તિનાં લક્ષણો બાબત કવિ પણ લખી ગયા છે,
બહુ લખણો સોને મઢ્યો, મનખ્યા દે અવતાર
પગમાં જોડા પહેરીયા, તેં કશ કિધી કીરતાર"



આ મંદિરમાં શિખરના બદલે ગોળ ઘુમ્મટની રચના વિશેષ પ્રકારની લાગે છે. વાળોજીએ આ મંદિરનો પુનઃરુધ્ધાર કરાવ્યો હતો. કાળક્રમે તેમાં ફેરફાર અને પરિવર્તન થતાં ગયા છે. આગળની મુખ ચોકી ગિરનાર પરનાં અંબાજી મંદિર અને મહારાજ અશોકનાં પૌત્ર સંપ્રતરાજાનાં મંદિરનાં ઝરુખાને મળતી આવે છે. મુખ્ય મંદિરની બાજુની જે નાની દેરીઓ છે તેના ગવાક્ષોમાં સુંદર શિલ્પો છે. આ સિવાયનાં મોટા ભાગના શિલ્પો ખંડિત છે. સૂર્ય જે રીતે સ્વતંત્ર દેવતા તરકે પુજાય છે તે જ રીતે નવ ગ્રહ પૈકી એક ગ્રહ તરીકે પણ પુજાય છે. માંગલિક પ્રસંગે ગૃહ શાંતિ માટે કરવામાં આવતી પૂજામાં સુર્ય પૂજાનો સમાવેશ થયો છે.

અથર્વવેદમાં કહેવામાં આવે છે કે "હે સુર્ય! ઉદય પામો, ઉદયે પામો ! મારે માટે પ્રતાપી તેજ થી ઉદય પામો, જેને હું નજરે નિહાળું છુ અને નથી નિહાળતો, તે સર્વ પ્રત્યે મને સુમતિ પ્રદાન કરો.

**સૂરજદેવળ(થાન)નું ભગવદ ગો મંડળમાં વર્ણનઃ** સૌરાષ્ટ્રના પાંચાલમાં થાન પાસે આવેલું કાઠીઓનું તીર્થ તરીકે ઓળખાતું સૂર્યદેવનું મંદિર. કંડોળિયા હનુમાનથી અડધો માઈલ ઉત્તરે ઈશાન ભણી ચાલતાં આ રમ્ય અને અલૌકિક સ્થાન આવેલું છે. સૂર્યદેવ કાઠી દરબારોનાં ઈષ્ટદેવ છે. આ દેવળની ઉચ્ચ સ્થાપત્યકલા અને વૈજ્ઞાનિક દ્રષ્ટીકોણ કોઈ સારા ગણિતશાસ્ત્રી અને ખગોળશસ્ત્રીની સરદારી નીચે બંધાયેલું હોય તેમ પ્રતિત કરાવે છે. દેવળનાં પૂર્વ દરવાજા ઉપર એક અર્ધગોળ બારી ગણતરી કરીને એવી રીતે મૂકવામાં આવી છે કે પાંચાલમાં પગરણ કરતા સવિતાનારાયણનાં કોમળ રશ્મિઓ પહેલ વહેલાં ભગવાન સૂર્યની મૂર્તિના મુખકમળ ઉપર જ પડે છે અને પછી જ પાંચાલની પવિત્ર ભૂમિકા ઉપર પડે છે. આ બારી, બારીની પથ્થરની બેઠકો એ બધું એટલું તો ઉપયોગી સ્થળ છે કે ત્યાંથી આખાયે પાંચાલમાં દ્રષ્ટિપાત કરી શકાય. દર શ્રાવણ વદ સાતમ અને આઠમનો મેળો ભરાય છે. દેવળમાં કાળા પથ્થરની બે મૂર્તિઓ છે. એક બકુલાર્ક સૂર્યની અને બીજી રાંદલની. નીચેના ભાગમાં સારથી અરુણને પધરાવવામાં આવ્યા છે. ઉપરાંત ઘુમ્મટ, ભોંયરાં, પથ્થર ઉપરનું સાદું શિલ્પ, જૂનું ચણતર આ સઘળાંનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. દેવળ ફરતો આઠ દસ ફૂટ પહોળો રસ્તો છે. રસ્તા ઉપર બે ચાર માણસો સહેલાઈથી બેસી શકે તેવા ઊંડા ગોખ છે.

કોઈપણ અપવાદ વિના કાઠી દરબારો એકમાત્ર સૂર્યને પ્રાધાન્ય આપે છે, તેઓના પત્રવ્યવહારમાં પણ સૂર્યનું ચિત્રાંકન મુકે છે, તેઓ તેમના આરાધ્ય ઈષ્ટદેવ છે અને તેમના જીવનમાં ઓતપ્રોત છે.

સૂર્યદેવનું ભરત કંડારમાં પણ વિશેષ મહત્વ છે અને સૂરજ સ્થાપન ભરી ગોખમાં પૂજાનાં સ્થળે મુકાય છે જેને ભાખરીયા દેવ કહેવામાં આવે છે. વળી લગ્ન પ્રસંગે કાઠીયાવાડનાં કાઠી દરબારોનાં ઘરે તેમજ તેમનું અનુકરણ કરીને અન્ય સમાજમાં વહેલી પરોઢે પ્રભાતીયા પણ ગવાય છે.

"સૂરજ ઊગ્યો રે કેવડીયાની ફણસે, કે વહાણેલા ભલે વાયાં"

# આવો, જાણીએ અને સમજીએ સરડો (An Indian Chameleon) વિશે...

- પરવેઝ કડીવાલા

હું ફોટોગ્રાફીનાં શોખ સાથે છેલ્લા બે વર્ષથી ભારતીય સરડો પર કામ કરું છું. હાલનાં તબક્કે આ ભારતીય સરડો વડોદરા અને વડોદરાની આસપાસના વિસ્તારમાં બહું સરળતાથી જોવા મળતો નથી. એમાં પણ વડોદરાની આસપાસનો વિસ્તાર જેમ વધુ વિકસિત થતો ગયો તેમ તેની સંખ્યા પહેલાં કરતા ઓછી થતી ગઈ. જ્યારે બીજીબાજુ ગામડાઓમાં અંધશ્રધ્ધાને લીધે એમને મારી નાખવામાં આવે છે. ભરૂચ,નર્મદા અને રાજપીપળાના ગામોમાં પણ ભારતીય  સરડોની સંખ્યા ખૂબ ઓછી થતી જાય છે.

ગામડાના લોકો એને 'ફુકારીયો' તરીકે ઓળખે છે અને એવું માને છે કે ફૂંક મારે તો માણસ આંધળો થઈ જાય છે. આવી ખોટી માન્યતાને લીધે એને લોકો મારી નાખે છે. આ ઉપરાંત બીજી પણ એક માન્યતા એ પણ છે કે, એને મારી નાખી પછી એની પૂંછડી કાપીને એને સૂકવીને, પાણીમાં નાખીને પીવાથી જીવનમાં ક્યારેય તાવ આવતો નથી.

આમ, આવી ખોટી માન્યતાને લીધે એને મારી નાખવામાં આવે છે જેને લઈને આવા ભારતીય સરડાની સંખ્યામાં મહત્તમ ઘટાડો જોવા મળે છે. સરડા વિશે ઘણી રસપ્રદ વાતો છે જે જાણવા જેવું છે જેમ કે આ સરડો પોતાની નૈત્ર ને ૩૬૨ ડિગ્રી સુધી ગોળ ફેરવી શકે છે અને બંને આંખો એકબીજાથી સ્વતંત્ર હોય છે. આ ઉપરાંત શિકાર કરવા માટે અને શિકારીથી બચવા માટે કુદરતે તેમાં અનોખી ખૂબી આપેલી છે જેમ કે તે આસપાસના વાતાવરણના હિસાબથી પોતાનો રંગ બદલી શકે છે ભારતીય સરડો એક મિનિટના ચોથા ભાગમાં પોતાનો રંગ બદલી શકે છે. તે આસપાસના વાતાવરણ અને આસપાસના ઝાડના રંગના હિસાબથી પોતાનો રંગ બદલે છે ભારતીય સરોડાની જીભ તેના શરીરના કદ કરતાં પણ વધુ લાંબી હોય છે તેની જીભ આગળથી પહોળી અને ચીકણી હોય છે જે પોતાના શિકારને પકડવામાં મદદરૂપ થાય છે તે ખૂબ જ ધીમે ધીમે રોબોટની જેમ ચાલે છે. એની જીભ આગળથી જાડી ,લાંબી અને ચિકણી હોય છે .ખાસ મહત્વની બાબત તો એ છે કે એની જીભ એના શરીરથી પણ લાંબી હોય છે. બીજી અદભૂત લાક્ષણિકતા એ છે કે તેમની સ્વતંત્ર ગતિશીલ આંખોવાળા પ્રભાવશાળી ૩૬૨° ક્ષેત્રના દૃશ્યનું કવરેજ, જે અંતરને માપવા માટે એક અનોખા 'ટેલિફોટો સિદ્ધાંત' નો ઉપયોગ કરે છે (જીભની તે સ્ટીકી બુલેટને લક્ષ્ય આપવા માટે મહત્વપૂર્ણ છે). સરડો સામાન્ય રીતે તીડ, ઘાસના પટ્ટાઓ, લાકડીના જંતુઓ અને ક્રિકેટ જેવા જંતુઓ ખાય છે. કેટલાક મોટા કાચંડો નાના પક્ષીઓ અને અન્ય ગરોળી પણ ખાય છે.









Photographs - Parvej Kadiwala

Its capacity to change hues is utilized to speak with the reptiles of similar and identical species (conspecifics) and has vigorous functioning reaction to illumination and light, disposition and temperature. Another dazzling component is the inclusion of a great 342° field of view with their free moving eyes, which utilizes a one of a kind 'fax guideline' to gauge separations (significant for pointing that clingy slug of a tongue). Chameleons for the most part feed on creepy crawlies, for example, beetles, mantids, grasshoppers, stick bugs, and crickets. Some bigger chameleons additionally eat little feathered creatures and different reptiles."

- Urvashi Parmar

# The Art of Making Blocks at Pethapur - Heritage Art of Gujarat

- **Shalini Sabikhi**



Pethapur, near Gandhinagar in Gujarat is known for families of artisans who have been involved in making wooden blocks for ajrakh, batik or bagh printing since years. In the beginning about 300 artisans used to practice this art but now only about a 30 are left. The demo of this process was given by Mr. Satishbhai Prajapati of Pethapur. Women in the past were bored of wearing simple clothes. So they printed it with different patterns with bangles dipped in colour. Thus started the art of Block printing.

Blocks were earlier made of sheesham wood. It was sturdier but expensive. In the present times blocks are made of sagwan which is less expensive and doesn't get affected by termites. New wood is cut into slabs and seasoned. It is left to dry completely for 6-8 months. This prevents the wood from bending later on.

Blocks are known by different names according to their function. There are rekh blocks for printing outlines, datta blocks to fill colours, gadda blocks to fill four colours etc.



Four different blocks used for making the above design

## Apart from wooden blocks there are brass blocks (pital ke blocks) also.

Wooden blocks are dipped in groundnut oil for about 3 days to season them and make them stronger. Blocks have holes in between to allow air and bubbles to pass through. Earlier blocks of about 15 inches were made but now smaller blocks are made.





First the dried block of wood is smoothened and polished.



The level is checked again and again while doing so. The block is rubbed on khaara stone (from Rajasthan) to which water has been applied.



The surface becomes smooth.



Then white poster colour is applied on it.



A design is drawn with pencil.



Then with tools like chisels, kamthi and hand-drill the block is carved.



Tools called 'taakda' of different sizes are used to carve finer details. These are hand-made tools made by the artisans themselves.



The ready block



Ink being applied on the block



Block printing being done



Block printing on cloth

# સારસ્વતો દ્વારા સંવર્ધન પામેલી લોક ભાતિગળ
# ભવાઈ પરંપરા

- હરગોવન કે. આલ

એક સમય એવો હતો કે જ્યારે 'તાક થૈયા... થૈયા તા થૈ...'ના નાદથી ગામનો ચોક ગુંજી ઉઠતો પણ આજે એ ચોક પોતાનું અસ્તિત્વ ગુમાવી દેવાની ચિંતામાં ને ચિંતામાં સંકડાતો જાય છે. આમ તો ઉત્તર ગુજરાતએ ભવાઈનું પિયર છે અને એના ગામડાઓનાં ચોકમાં લોક ભાતીગળ સંસ્કૃતિ એવી ભવાઈ જન્મી, ઉછરી અને ગુજરાતનાં છેવાડા સુધી પહોંચી છે, પરંતુ અત્યારે તેનું અસ્તિત્વ નામશેષ થઈ રહ્યું છે. આજે ગુજરાતમાં ગણ્યા-ગાંઠ્યા ગામોમાં જ ભવાઈ પરંપરા સચવાઈ છે. બનાસકાંઠાની ભવાઈ મંડળીઓમાં વર્ષો જૂની પરંપરામાં થરાની બહુચર ભવાઈની ગણના થાય છે કે જ્યાં એક બે નહિ પણ અનેક સારસ્વતો વિદ્યાદાનની સાથોસાથ તેનું સંવર્ધન અને સરંક્ષણ કર્યું છે. આદ્ય શક્તિ બહુચરનાં ચાચર ચોકમાં ભજવાતી આ ભવાઈની પરંપરાને સાચવવામાં શતાયુની ઉમરે પહોંચેલ શિક્ષિક મિત્ર બેલડી ફરશુરામભાઈ જોશી અને ઈશ્વરભાઈ પ્રજપતિનો બહુમૂલ્ય ફાળો રહ્યો છે. આ બન્ને વડીલોનાં પ્રયાસો થકી થરામાં બહુચર માતાજીનાં ચાચર ચોકમાં ભવાઈ પરંપરા વર્ષોથી સચવાઈ છે અને આજે પણ ભજવાય છે. લગભગ સાઈઠથી પાંસઠ વર્ષ સુધી આ ભવાઈ મંડળમાં મુખ્ય ભવાઈયા તરીકે કામ કરનાર અને ભવાઈ મંડળનાં પ્રમુખ શ્રી ફરશુરામ ડોસારામ જોશી (નિવૃત શિક્ષક) અને ભવાઈ ડાયરેક્ટર શ્રી ઈશ્વરભાઈ ઉકાભાઈ પ્રજાપતિ બંને વડીલો પાસેથી આ ભવાઈ મંડળની સ્થાપના, ભવાઈ વેશો, પાત્રો, ખાસિયતો વેરેની માહિતી મેળવી છે.

**ભવાઈ મંડળની સ્થાપના :** ઈશ્વરભાઈ પ્રજાપતિ તેઓની સ્મૃતિને આધારે જણાવે છે કે "માં બહુચરનાં ચાચર ચોકમાં ભવાઈ તો લગભગ થરા ગામનું તોરણ બંધાયું ત્યારથી ભજવાતી જેમાં થરાના જાગીરદાર સહકાર કરવામાં આવતો. આથી લગભગ ૧૫૦ થી ૨૦૦ વર્ષ પહેલાની અહીંની સહુથી જૂની ભવાઈ પરંપરા છે. એ સમયે જૈનોની સાથે સાથે મુસ્લિમ ભાઈઓ દોશુબા મેમણ, કાળુબા, તમાસી બલોચ, દરિયાખાન બલોચ વગેરે પણ ભવાઈમાં વર્ષો સુધી ભવાયાની ભૂમિકા ભજવી હતી."




પ્રમુખ શ્રી ફરશુરામ જોશી જણાવે છે કે "અમારી આ ભવાઈ મંડળીની વિધિવત સ્થાપના ૧૯-૦૯-૧૯૬૩ નાં રોજ થઈ અને એ સમયે 'બહુચર ભવાઈ મંડળ' એવું નામ સૌપ્રથમ વાર અપાયું. ભવાઈ મંડળનાં પ્રથમ પ્રમુખ સ્વ. જેસલજી કાળુજી પરમાર અને ઉપપ્રમુખ બાલાજી રમાજી ઠાકોર હતા. એ સમયનાં ડાયરેક્ટર ઈશ્વરભાઈ પ્રજાપતિ અને ભવાઈ વેશ મંત્રીમાં ફરશુરામ જોશી હતા."

**ભવાઈનાં વેશો ભજવવાનાં દિવસો :** આદ્ય શક્તિમાં બહુચરનાં ચાચર ચોકમાં બહુચરની આરાધના માટે માત્ર નવરાત્રીમાં બીજ, પાંચમ, આઠમ અને દસમ એમ ચાર દિવસ ભવાઈ ભજવાતી. પરંતુ છેલ્લા કેટલાક વર્ષોથી માત્ર આઠમનાં દિવસે જ એક માત્ર ભવાઈનો વેશ ભજવાય છે.

**મંડળ દ્વારા ભજવાતા ભવઈનાં વેશો :** ભજવાતા ભવાઈવેશો વિશે દશરથભાઈ સોની જણાવે છે કે દરેક ભજવાતા ભવાઈ વેશની શરૂઆત પહેલા મંગળાચરણ રહેતું.

"સૂંઢાળા દેવ દુઃખ ભંજણા, સદાય બારા વેશ..
પ્રથમ પહેલા સમરીયે, ગૌરી નંદ ગણેશ .."

પહેલભવાઈ મંડળ દ્વારા અભિમન્યુનો ચક્રાવો, દાનેશ્વરી કર્ણ, જેસલ તોરલ, રા'ખેંગાર, શેઠ સગાળ શા, જય ચિતોડ, પૃથ્વીરાજ ચૌહાણ, વીર બાથીજી, વીર હાથીજી, રાજા ભર્તૃહરિ, રાજા ભરથરી, વીર માંગડાવાળો, સંદેવત-સાવળી'ગાગેરે જેવા ઐતિહાસિક વેશો ભજવાતા. સામાજિક સંદર્ભે વણજારી વાવ, પાનેતરનો રંગ, લાખેણસિંહની કટાર, કાદુ મકરાણી વગેરે વેશ ભજવાતા. પરંતુ અત્યારે એક માત્ર 'અભિમન્યુ ચક્રાવો'નો જ ભવાઈ વેશ ભજવાય છે.

ભવાઈવેશોમાં પ્રચલિત પાત્ર ભજવનાર : મા બહુચરના પ્રાંગણમાં ભજવાતા ભવાઈવેશોમાં વિવિધ પાત્રોએ લોકપ્રિયતા પ્રાપ્ત કરી છે. એક સમયે ભવાઈ વેશ 'અભિમન્યુ ચક્રાવો'માં મુસ્લિમ પિતા-પુત્ર કાળુબા તમાસી બલોચ અને દરિયાખાન બલોચની જોડી સુભદ્રા અને અભિમન્યુનાં પાત્ર માટે ખુબ જ પ્રચલિત બની હતી.

ઈશ્વરભાઈ પ્રજાપતિ જણાવે છે કે "એંશી વર્ષે પહોંચેલા પ્રમુખ શ્રી ફરશુરામ અત્યારે પણ 'અભિમન્યુ ચક્રાવો'માં દુર્યોધનનું પાત્ર ભજવે ત્યારે લોકો મંત્ર મુગ્ધ બની જાય છે. એ સિવાય રાજા ભરથરી, રા'ખેંગાર,ભાથીજીના વેશમાં ભાથીજીના પિતા તખ્તસિંહજી વગેરે પાત્ર આબેહૂબ ભજવતા. ઈશ્વરભાઈ પોતે દિલેરચંદ(બાદશાહ) પાત્ર ભજવતાં. અભિમન્યુનું પાત્ર પ્રભુભાઈ વજીર અને તેમના પછીથી જયંતીભાઈ નાઈ ભજવે છે. ભવાઈ વેશોમાં ટીખળ અને મનોરંજનના પાત્રોમાં હરેશભાઈ નાઈ ગાંડીનું ખુજ જ સરસ પાત્ર ભજવતા. આ સિવાય સ્વઃ ત્રિભુવનભાઈ નાઈ, જયંતીભાઈ નાઈ, જોઈતાભઈ નાઈ વગેરે પણ મનોરંજનના પાત્રોમાં બહુમૂલ્ય ફાળો છે વાદી અને રતના રાયકાનું પ્રથમ પાત્ર સ્વ. મફતલાલ જોશીએ ભજવેલું. ત્યાર બાદ રતના રાયકાનું પાત્ર ચકાભાઈ જોશી અને વિનાભાઈ જોશી ભજવે છે. બીજા અન્ય પાત્રોમાં લાલાભાઈ દરજી, લાલાભાઈ સોની, દિપક જોશી(લોક સાહિત્યકાર) વગેરે સંકળાયેલા છે."

– સ્ત્રી પાત્રો ભજવનાર : વેશ ભજવવાની શરૂઆતમાં જ બાસ્કુજી ઠાકોર સ્ત્રી વેશમાં આવી સાંગોસાંગ સ્ત્રી સહજ હાવભાવ અને લઢણમાંોલતાં કે

"ઝાંઝર મારુ ઝમકે નહિ, થાય વીજળી ઝમકારપ
કહો પિતા શ્રી, આ ભૂમિ પર કયો ભજવાશે વેશપ."

બાસ્કુજી ઠાકોર સ્ત્રી પાત્રોને પોતાનામાં સજીવન કરતા. 'ભાથીજી'નાં વેશમાં કંકુબાનું પાત્ર ભબાભાઈ નાઈ, અભિમન્યચક્રાવો વેશમાં સુભદ્રાનાં પાત્રમાં મુકેશભાઈ દરજી, નટુભાઈ જોશી અને પિન્ટુજી ઠાકોર અભિમન્યુને વેશમાં ઓતરાનું પાત્ર ભજવે છે.

– ભવાઈ મંડળનાં સભ્યો : અત્યારે બહુચર ભવાઈ મંડળનાં પચ્ચીસથી ત્રીસ જેટલા કાયમ સભ્યો છે. જેમાં પ્રમુખ શ્રી ફરશુરામ જોશી, ડાયરેકટર ઈશ્વરભાઈ પ્રજાપતિ, કરશનભાઈ દરજી(વેશભૂષા બનાવનાર), સોમાભાઈ પંચાલ(મેક-અપ), લાલાભાઈ દરજી, હરિભાઈ સોની(સંગીતકાર), મહેશભાઈ જોશી(તબલાવાદક), પિન્ટુ જોશી,વિ જોશી (મંજીરાવાદક), નિરાભાઈ સોની(પ્રમુખ-બહુચર માહી મંડળ), અમરતભાઈ ત્રિવેદી (પ્લે) વગેરે...

– ભવાઈ મંડળની ખાસિયતો : ભવાઈ મંડળના સભ્યોમાં હિંદુ ઉપરાંત જૈન અને મુસ્લિમ એમ ધર્મનાં સભ્યો પણ છે તેમજ આ ભવાઈ મંડળમાં તાલીમ લીધેલા અથવા નાયક કે ભોજક સમુદાયનાં ભવાયા નહિ પરંતુ ઠક્કર, બ્રાહ્મણ, પંચાલ, દરજી, સોની, પ્રજાપતિ, ઠાકોર જેવી સર્વ જ્ઞાતિય વ્યક્તિઓનો આ મંડળને વિકસાવવામાં સિંહફાળો રહેલો છે. આ મંડળ માં બહુચરની ઉપાસના અને અપ્રેમ ભક્તિભાવને રજૂ કરે છે. આ મંડળ માટે ભવાઈએ આજીવિકાનું સાધન નહિ પરંતુ માં બહુચર પ્રત્યેની શ્રદ્ધાને રજૂ કરવાનું માધ્યમ છે. આ મંડળ બહુચરનાં ચાચર ચોક સિવાય બીજે ક્યાંય ભવાઈ વેશ ભજવાતું નથી. વર્ષોથી શિક્ષણના મહારથીઓ દ્વારા આ ભવાઈ મંડળનું સંવર્ધન થયું છે.

– પ્રશ્નો અને પડકારો : સાંપ્રત ભવાઈનાં પ્રશ્નો અંગે મંડળનાં પ્રમુખ શ્રી ફરશુરામ જોશી જણાવે છે કે અત્યારેના જમાનામાં ભવાઈ પરંપરાને સાચવવી ઘણી જ મુશ્કેલ છે. કારણ કે આજનો માણસ ભક્તિ અને શક્તિથી વિમુક્ત થઈ ગયો છે અને મોબાઈલ અને ટી.વી. જેવા સાધનો થકી માણસ મનોરંજન મેળવતો થયો છે જ્યારે પહેલાનાં જમાનામાં ભક્તિ અને મનોરજનનું સાધન એ ભવાઈ હતી.

જેથી ભવાઈને નિહાળવા આખું ગામ ઉમટી પડતું. પ્રૌઢ અને વયોવૃદ્ધ ભવાયાની પેઢીને બાદ કરતાં યુવા ભવાયાઓમાં પણ પહેલા જેવો ઉત્સાહ રહ્યો નથી. હવેનાં ભવાયાઓમાં સ્ત્રી પાત્ર ભજવવામાં સંકોચ અને શરમ અનુભવાય છે. ભવાઈ તરફ લોકોનું આકર્ષણ ઉભું થાય તેવા પ્રયાસ કરવા જોઈએ અને સામે પક્ષે લોકોમાં પણ આપણી સાંસ્કૃતિક વિરાસત ભવાઈ અંગે જાગૃતતા લાવી અને લોકો ભવાઈ પરંપરાની કદર કરતા થાય તેવો પ્રયાસ થવો જોઈએ.

સમાજમાં આવેલા વિવિધ દુષણો જ્ઞાતિવાદ, મૂડીવાદ વગેરે થકી વર્ગવિગ્રહ ઉભા થતાં લોકોમાં સંપની ભાવના રહી નથી. જેથી લોકો સાથે મળીએ ભવાઈને માણી શકતા નથી. ઈશ્વરભાઈ જણાવે છે કે "મોટા મોટા ડી.જે. સાઉન્ડ એ ફિલ્મી ગીતોએ સમાજમાં મુખ્ય સ્થાન લઈ લીધું હોવાથી ભવાઈ સાચવવી મુશ્કેલ બની છે. સારાં અને સાચા કલાકારોની કદર ન થતાં ભવાઈ કરનાર સભ્યોમાં પ્રતિદિન ઘટાડો નોંધાઈ રહ્યો છે."

છેલ્લે શિક્ષકશ્રી આશુતોષભાઈ જોશી અને શ્રી દશરથભાઈ સોનીએ જણાવ્યુ હતું કે "આટલા વર્ષોથી ચાલી રહેલી પરંપરાને અમે આગળ ધપાવીશું. માં બહુચરની ઉપાસના સ્વરૂપ ભજવાતા ભવાઈને બચાવવા મંડળ દ્વારા વિશિષ્ટ પ્રયાસ થઈ રહ્યાં છે. આપણે આશા રાખીએ કે ફરીથી ફરશુરામ અને ઈશ્વરભાઈ જેવા ભવાયા તૈયાર થાય અને ફરીથી ગામડાનાં ચોકમાં ભુંગળનાં સૂર રેલાય.



# ગેરનો મેળો, ક્વાંટ

- કાર્તિક ભાસ્કર
ફોટોગ્રાફર - ભૂમિ ગોંડલીયા

વનવાસી ને આદિકાળથી વસ્તી પ્રજા એટલે આદિવાસી. પ્રકૃતિ પ્રેમી, મૂળનિવાસી, મહેનતુ ને દયાળુ પણ એટલી જ જેટલી ઘેલી. એમના મેળા પણ એવા જ માણવા લાયક ને રોચક. એવો જ એક મેળો છે 'ગેર નો મેળો'. આ મેળામાં દુનિયાભરનાં તમામ રાઠવા ભેગાં થાય છે. મધ્યપ્રદેશ, રાજસ્થાનનાં સરહદી વિસ્તારના આદિવાસી પણ મેળામાં આવે છે. ' ગેર ' એ ' ઘેર ' શબ્દનું અપભ્રંશ છે. ઘેર એટલે ઘેરાવો/ટોળું કરવું એવું થાય. અને આ ટોળું કરતી ટુકડી ઘેરૈયા કહેવાય છે. જે અપભ્રંશ થઈને ગેરૈયા થઈ ગયું છે. હોળી ટાણે છાણા કે પૈસા ઉઘરાવતી ટોળકી એટલે જ ઘેરૈયા.



છોટાઉદેપુર જિલ્લાના કવાંટમાં ભરાય છે ગેરનો મેળો. હોળીનો સમય એમના માટે ખૂબ મહત્વ ધરાવે છે. હોળી પછીના ત્રીજા દિવસે આ મેળો ભરાય છે. અહીંયા ચાંદીના ઘરેણાં લગભગ દરેક આદિવાસી પહેરે છે. આ ઘરેણાં એમની ઓળખમાના એક છે. સ્ત્રીઓ હાંશળી, લાંબોહાર, સિક્કાહાર, પોંચા, કડલાં અને કંદોરા ધારણ કરે છે. આ ચાંદી દૂરથી ચળકતી દેખાય આવે છે. સ્ત્રીઓ લગભગ એક સરખા લિબાસમાં જોવા મળે છે. જ્યારે પુરુષોને લીલો બુસ્કોટ , સફેદ ધોતીને માથે લાલ ફાળિયું તથા એમની ટોળી પ્રમાણે પહેરણ હોય છે. મારાં ખાંખાંખોળા મુજબ મેળો ખાસ તો નવા પાકની લણણી બાદની ઉજવણી તથા એમની બાધા આખડી પૂર્ણ કરવા માટે ભરાય છે. ગેરૈયાં ૫ દિવસ સુધી પાંચેક ગામ ફરીને ઉઘરાણી કરે છે. જે દાણા કે નાણાં સ્વરૂપે હોય છે. છેલ્લા દિવસે શ્રીફળ કે મરઘી વધેરીને માનેલી બાધા આખડી ઉઘરાવેલા ફાળાથી પૂર્ણ કરે છે. ગેરૈયો બનેલ વ્યક્તિ પાંચ દિવસ એકટાણું કરે છે. ખાટલા કે ઊંચી જગ્યા પર સૂતો નથી. જમીન પર સુવે છે.











મેળાનું મુખ્ય આકર્ષણ તો ત્યાંના ઢોલ, પીહા ને બીજા વાજિંત્રો અને ગેરૈયાનો પહેરવેશ છે. આ વાજિંત્રો જ્યારે વાગે અને પુરુષો જ્યારે એમનું ગેર નૃત્ય કરે તો બે ઘડી જોતાં જ રહેવાય. એના સંગીતમાંથી નીકળતાં તરંગો વાતાવરણને ઊર્જાવાન બનાવે છે. પુરુષોના માથે મોરના લાંબા પીછાં, ચહેરા તરફ ફ્રેમમાં મઢેલો દર્પણ, ચળકતાં કાગળના ફૂલ, ફૂમતાં, બાજુબંધ, ચહેરાં સહિત આખાય શરીર પર ચોખાનાં લોટથી કરેલ ચિત્રણ રાઠવા લોકોની પરંપરા દર્શાવે છે. નીચેના ભાગે ટુંકી ધોતી, ચાદરા અને એના ઉપર મોટાં ઘૂઘરા બાધે છે. હાથમાં કરતાલ, રૂમાલ, પીહુ કે ડફલી જેવું એક વાદ્ય હોય છે. કેટલાંક લોકો તીરકામઠાં, દાતરડા, કુહાડી સાથે લઈને નૃત્ય કરે છે. ઘણાનાં ગળામાં ચાંદીની હાંશળી ને કાનમાં બુટ્ટી હોય છે. પગમાં નાની ઘૂઘરીઓને એકજ રંગના મોજા હોય છે. આ ગેરની આગેવાની ૨ કાગળના ઘોડા પરના ૨ અસવાર કરે છે. એમની સાથે તીરકામઠાં સાથે એક આદિવાસી પણ આગળ હોય છે. મોટા ભાગે દરેક આદિવાસી શેરડીના સાંઠા સાથે જોવા મળે છે. કદાચ આ જ નવા પાકી લણણીના ગળ્યા શુકન હશે.

જય જોહાર

## શું આપણે વર્ષોથી સાચો ઈતિહાસ ભણીએ છીએ અથવા અંગ્રેજો ખરેખર સારા ન હતા ?

- કવિ જિમ (જીતેન્દ્ર ટાંક)

મંતવ્ય

નાનપણથી એક વાત વડીલો દ્વારા અવારનવાર કાને અથડાતી હતી કે અંગ્રેજોએ દેશને પહેલાં ગુલામ બનાવ્યો પછી બરબાદ કરી નાખ્યો !!! જ્યાં સુધી બુદ્ધિનો વિકાસ ન થયો ત્યાં સુધી તો માસ્તર અને માસ્ટર ગુરુઓએ અંગ્રેજો વિશે જે કહ્યું તે માની લીધુ પણ જ્યારથી સમજણ આવી ત્યારથી ભૂતકાળમાં ભણેલી અનેક કથા વાર્તાઓ ગળે ઉતરતી નથી.તેથી સત્ય કાજે સતત અને સંપૂર્ણ સત્યખોજન કરવું પડે છે.હમણાં મેં રોબર્ટ કલાઈવનું માત્ર નામ લખ્યું તે પાછળ મારો ધ્વન્યાર્થ એ હતો કે જે લોકો મહાસંકટમાંથી ઉગરી ગયા છે તેઓ નામાંકિત અથવા નામચીન પૂરવાર થાય છે જેમકે રોબર્ટ કલાઈવ અને સદામ હુસેન...અને એમાં તો મારા એક મિત્ર અંગ્રેજો પાસે હિન્દુસ્તાન લૂંટાવવવામાં મારો સંપૂર્ણ હાથ હોય અર્થાત યોગદાન હોય એમ આક્રમક ભાષામાં ફેસબુક યુદ્ધ પર ઉતરી આવ્યા અને એમ પણ કહ્યું કે આવનારી પેઢીને ખોટો ઈતહાસ ભણાવવાનો ?તંદુરસ્ત ચર્ચામાં થાક ન લાગે પણ નિરર્થક ચર્ચા થાકદાયક પૂરવાર થાય છે અને મારે થાકીને એમને શાબ્દિક અને સચોટ જવાબ આપવો પડ્યો ત્યારે માંડ તેઓ જંપીને બેઠા.બીજું એકવાર મેં રાજીવ ગાંધી વિશે લખ્યું ત્યારે કોંગ્રેસ વિશે લખવા પર પ્રતિબંધ હોય તેમ મને ફેસબુકથી મેસેજ મોકલ્યો કે જીતુભાઈ તમે બીજા કોઈ મહાનુભાવ વિશે કેમ લખતા નથી ? ત્યારે પણ મારે ચોખવટ કરવી પડી કે મેં ૧૯૯૩થી સાડા સત્તર વર્ષની ઉંમરે પત્રકાર તરીકેનું પ્રતીકરૂપ કાર્ય રખેવાળ દૈનિકના માધ્યમથી શરૂ કર્યું હતું અને આજદિન સુધી મેં મોટાભાગે લગભગ તમામ મહાનુભાવો વિશે મને જે આવડ્યું તે કંઈક તો લખ્યું જ છે પણ મારા મિત્રે નહિ વાંચ્યું હોય એટલોરે કટાક્ષસભર ઠપકો સાંભળવો પડ્યો.પછી તેમને બ્રહ્મજ્ઞાન લાધ્યું એટલે તેમણે પાછા સમયસર વાત એમ કહીને વાળી દીધી કે રાજીવ ગાંધી ભલા માણસ હતા ! આ તો થયું વિષયાંતર...આજે મારે સુજ્ઞ અને જિજ્ઞાસુ વાચકો સમક્ષવો મુદ્દો રજૂ કરવો છે અને તે છે અંગ્રેજો ખરેખર સારા નહતા ? હું ૧૯૯૨થી આજદિન સુધી શિક્ષક ગણ અને મિત્રો...મહારથીઓ પાસેથી જે કંઈ ભણ્યો છું...સ્પર્ધાત્મક પરીક્ષાની તૈયારી દરમિયાન સંદર્ભગ્રંથોમાંથી જે કંઈવાંચ્યું છે...વિષય તજજ્ઞ ફેકલ્ટી પાસેથી જે કંઈ સાંભળ્યું છે અને ૨૦૧૦થી સ્પર્ધાત્મક પરીક્ષાના માર્ગદર્શક તરીકે વિવિધ પુસ્તકોના તલસ્પર્શી અને ઊંડા અધ્યયન પછી મને જે કંઈ સત્ય નજરે પડ્યું છે તે નિખાલસતા સાથે આપ સમક્ષ રજૂ કરું છું...અહીં બે મુદ્દા છે...ઈતિહાસ સાચો ભણાવાય છે ? અને અંગ્રેજો ખરેખર સારા નહતા ?

પાઠ્યપુસ્તકોના માધ્યમથી આપણે એવું ભણ્યા-શીખ્યા કે અંગ્રેજોએ આપણા દેશ ભારતને ગુલામ બનાવ્યો...દેશ પરાસન કર્યું...પછી દેશનું શોષણ કર્યું...આપણા દેશની કમાણી એમના દેશમાં લઈ ગયા !!! તમામ વાતો સાચી...વળી તેમના કાયદા કાનૂન ભાષા દ્વારા આપણામાં ગુલામી માનસ રેડતા ગયા અને તેથી એ બહાને આપણે હજુ સુધી ગુલામ બની રહીએ...બધી બાબતે હકારમાં માથું ધુણાવ્યા પછી મને એમ પ્રશ્ન થાય છે કે શું અંગ્રેજો સારા હતા જ નહીં ? તેમના કોઈ કાર્યો તમને પસંદ છે જ નહીં ? તેમનો લખેલો ઈતિહાસ ખરેખર સર્વાંશે ખોટો જ છે ?

જો આ તમામ પ્રશ્નેના જવાબ વાચક પક્ષે હકારમાં મળે તો મારે એ જાણવું છે કે તમે બ્રિટિશકાળમાં અંગ્રેજ વખતમાં કોઈ પુસ્તકમાં ક્યાંય વાંચ્યું છે ખરું કે ચોરી લૂંટફાટ વ્યભિચારના બનાવ એ સમયે કેટલા થતા હતા અથવા તેના માટે સજાની શું જોગવાઈ હતી ? હવે તમે કહેશો કે ઈતિહાસ તો અંગ્રેજોએ જ લખેલો છે પછી કદાચ આવી ઘટનાઓ બનતી હશે તો પણ તેનું આલેખન નહિ થતું હોય ! તમારી વાજબી દલીલ થોડા સમય પૂરતી ઉચ્ચક માની લઈએ અને વાતનો દોર આગળ ધપાવીએ..તો શું અંગ્રેજો સિવાય ઈતિહાસ લખનાર બીજા કોઈ તજજ્ઞો ભારતમાં હતા જ નહીં કે પછી તેઓ ઈતિહાસ બાબતે સજાગ-જાગૃત હતા નહિ...જો આ વાત સાચી હોય તો આપણે વિદ્વાનો પરદેશી મુસાફરોની નોંધપોથીઓની નોંધ તો લઈએ જ છીએ. તો તેમાં અંગ્રેજોના દુરાચાર વિશે કેમ કોઈ નામ માત્રનો પણ ઉલ્લેખ સુદ્ધાં નથી ! વળી અંગ્રેજો રચિત ઈતિહાસ ખોટો જ હોય તો પછી અવારનવાર કર્નલ ટોડના સંદર્ભ ગ્રંથોને કેમ ટાંકવામાં આવે છે ? ક્યાં સુધી આપણે ખોટા ઈતિહાસનું મનઘડંત રુદન કરીશું ? દુનિયાના દેશો આખેઆખું બંધારણ બદલી નાખે છે...બંધારણમાં મનસ્વી ફેરફાર કરી દે છે ત્યારે આપણે સ્નેહી વિશેષને સવિશેષ લાભ ફાયદો કરાવવા ફક્ત પુસ્તકો જ બદલતા રહીશું કે પછી સાચો ઈતિહાસ લખવા ભણાવવા પ્રેરક પહેલ કરીશું ? મારી પાસે અંગ્રેજી ભણનારા વિદ્યાર્થીઓ વારંવાર કહે છે કે સાહેબ શાળામાં અમને પંદર કે સત્તર વર્ષ સુધી તમારી જેમ વ્યાકરણ ભણાવ્યું નથી તેથી અમને અંગ્રેજી આવડતું નથી..આવું સતત એક મહિના સુધી મને કહે ત્યારે હું તેમને કહું કે ક્યાં સુધી અન્યને દોષ આપશો...હવે તો મહિનો થયો...મેં ભણાવ્યું હોય એ તો આવડવું જોઈએ ને ! ત્યારે મહિના પછી વિદ્યાર્થી મૂળ માર્ગ પકડે છે અને તેની ગાડી ગતિમાન બને છે ! કહેવાનું તાત્પર્ય એ છે કે લાંબા સમય સુધી કોઈ એક બહાના હેઠળ જન સમુદાયને તમે મૂર્ખ બનાવી શકો નહિ એવો અમેરિકાના ભૂતપૂર્વ સોળમાં પ્રમુખનો અભિપ્રાય છે ! બીજી વાત અંગ્રેજો સારા ન હતા તોછી તેમના બનાવેલા બાંધકામ શિલ્પ સ્થાપત્ય વગેરેનું ગૌરવ કેમ લો છો ? ત્યારે મને બીજી વાત યાદ આવે છે અશોક ગેહલોત ચૂંટણી વખતે ગામમાં આવે તો ગામલોકો કહે એ તો કોંગ્રેસી છે અને સમાજને કંઈક કામ પડે તો કહે અમી સમાજના છે !!! આવા બેવડા ધોરણ હોઈ શકે નહીં...અંગ્રેજોએ ઘડેલા કાયદા હજુ સુધી એક યા બીજા નામે આપણા દેશમાં હજુ પણ કાર્યરત છે...સ્પર્ધાત્મક પરીક્ષામાં તેનું અધ્યયન અતિ આવશ્યક મનાય છે... તેનો પૂરતો અભ્યાન હોય તો સરકારી નોકરીથી વંચિત રહેવું પડે છે. ખાસ વાત અંગ્રેજો સારા ન હતા તો પછી અંગ્રેજોના દેશમાં કોઈ ભારતીય સારી પોસ્ટ પર નિમણૂક પામે તો ભારતીય મૂળના કહીને આપણે જ જશ ખાટવા હરખપદુડા થઈ જઈએ છીએ અને સત બે ત્રણ દિવસ સુધી એ બાબતને અખબારમાં અગ્રીમ જગ્યાએ પૂરતું સ્થાન આદરપૂર્વક અપાય છે ! કેટલીકવાર તો એ મહાશયના મેસેજના ઈનબોક્સ ઉભરાઈ જાય છે અને તેણે ન છૂટકે મેસેજ ન કરવા મેસેજ છોડવો પડે છે ! આટલું વાંચ્યાપછી એક વાત અવશ્ય સ્વીકારવી પડે કે જે તે વખતે અંગ્રેજોની દાનત ભલે સારી ન હોય પણ અંગ્રેજોનું કામ સારું હતું જેના પુરાવા આજે પણ સદસ્તાવેજ બોલી રહ્યા છે...

હેરિટેજ ફૂડ

## સરગવાના ફૂલ તથા કુણા પાનના ભજીયા

-જીજ્ઞા ઋતુલ સુતરીયા

★ સામગ્રીઃ-

૧ બાઉલ ચણાનો લોટ
**1 T.sp.** ચોખાનો લોટ
**1** નાની વાટકી સરગવાના કુણા પાન
અડધી નાની વાટકી સરગવાના ફુલ
**1 T.sp.** આદુ મરચાની પેસ્ટ
**2** થી **3** લણ વેલના પાન અથવા લસણકળી
**1/2 T.sp.** મરી પાવડર
**1/2 T.sp.** ધાણાજીરૂ
**1/2 T.sp.** ખાંડ
**1/2 T.sp.** લીંબુનો રસ
ચપટી બેકિંગ સોડા
સ્વાદ અનુસાર મીઠું

રીત :-

સૌપ્રથમ સરગવાનાં પાનને સમારી લ્યો ત્યારબાદ ફૂલને થોડા ક્રશ કરો, હવે સમારેલા પાન તથા ફૂલના મિશ્રણમાં ચણાનો લોટ અને ચોખાનો લોટ મિક્સ કરો.

હવે તેમાં ધાણાજીરૂ, મરી પાવડર, આદુ મરચાની પેસ્ટ, લસણ વેલના ઝીણા સમારેલા પાન ને મિક્સ કરો, મીઠું, ચપટી સોડા, ખાંડ અને લીંબુનો રસ નાંખી ભજિયાં માટેનું ખીરું તૈયાર કરો. હવે આ ખીરામાંથી મધ્યમ તાપે ભજીયા તળી લો, આ ભજીયા ખજૂર આમલીની ચટણી સાથે સર્વ કરો. આ ભજીયા ખૂબ જ સ્વાદિષ્ટ બને છે.

ગુણધર્મ :- સરગવાના પાન અને ફૂલાં વિટામિન સી અને વિટામિન ઝેડ ભરપૂર હોય છે, તેમજ કેલ્શિયમ પોટેશિયમ અને ફોસ્ફરસ પણ મળે છે.



# વાત વતનની



" અમદાવાદઃ  વતન છે મારું.."...ઓસ્ટ્રેલિયા માં સ્થાયી થયા છતાં હું હમેશા માનું છું કે,"કાયા- કર્મોથી ઓસ્ટ્રેલિયા માં આનંદથી જિંદગી પસાર થાય છે છતાં મારું દિલ તો રોજ ધબકે છે માતૃભૂમિ ભારત અને વતન અમદાવામાટે જ! વતન માં જિંદગીના ૬૦ વર્ષો પસાર કર્યા છે નહિ ....પરંતુ ઉજવ્યા છે એમ કહીશ!

વતન અમદાવાદ માટે તો મહાનિબંધ પણ ટુંકો પડે....

બાળપણ અમદાવાદની પોળો માં અને પછી યુવાની ના વર્ષો નવરંગપુરામાં ખુબજ પ્રવૃતિમય રહીને પસાર કરેલા...  યુથ હોસ્ટેલ ની હિમાલયા ટ્રેકિંગ જેમાં હજારો યુવક યુવતીઓ ને ટ્રેકિંગ કરાવ્યું,લાયન્સ રોટરી ક્લબના અનેકવિધ હોદ્દાઓ પર રહીને કરેલી અસંખ્ય સેવાકીય પ્રવૃતિઓ ,જેમના બાળકો પરદેશ રહેતા હોય તેવા ૫૦૦ પેરેન્ટ્સનું એન. આર. આઈ.પેરેન્ટ્સ ઍસો.ની અનેકવિધ પ્રવૃતિઓ, લૉ ગાર્ડન માં ૧૧૫૦ કપલ્સ મોર્નિંગ વોકર સાથે Walkers Club of Law Garden ની સ્થાપના સાથે અનેકવિધ પ્રવૃતિઓ, સિનિયર માટે હેલ્થચેકઅપ ,ધ્વજવંદન અને ધુળેટીનો "તિલક હોળી " નો કાર્યક્રમ, દિવાળી માં ગાર્ડન સ્ટાફ તથા જરૂરિયાતમંદ કુટુંબોને અનાજ કરિયાણાની કીટ નું વિતરણ,વૃદ્ધાશ્રમ ના વડીલોને દત્તક લઈ તેઓની સંભાળ લેતી પ્રવૃત્તિઓ,ગાર્ડનમાં "ફ્રી પુસ્તક પરબ " ની સ્થાપના...આવી અસંખ્ય સેવાકીય પ્રવૃતિઓ પાર પાડી ! અમદાવાદ એટલે હમેશા એક જીવંત અને પ્રવૃત્તિઓથી ધબકતું શહેર!ગુજરાતી નાટકો, સંગીતના જલ્સા, આનંદ મેળા, ફૂડ ફેસ્ટિવલ, જગ વિખ્યાત રિવરફ્રન્ટ માં યોજાતો ફ્લાવર શો,પુસ્તક મેળા,સાહિત્ય સભાઓ, શિયાળા માં યોજાતી અનેક મેરેથોન દોડ,સાયકલ ક્લબ ની રેસ, બાળ મહોત્સવો, પતંગ મહોત્સવ, ઉત્તરાયણમાં શહેરના હેરિટેજ હવેલીઓમાં અસલી ઉતરાયણ માણવા આવતા અસંખ્ય પરદેસી પ્રવાસીઓ,પુરાણી વૈભવી કારોની "વિંટેજ" કાર રેલી, ઉપરાંત માણેકચોક, લો ગાર્ડન,પરિમલ ગાર્ડન, અટીરા ની ફૂડ કોર્ટો,નવરાત્રી માં થતા ધમાકેદાર ગરબા મહોત્સવ જાણે અમદાવાદ માં તે સમયે રાત પડતી  જ ના હો તેમ યુવતીઓ ટુ વ્હીલર ઉપર અડધી રાતે ફરતી દેખાય,સાથે શૈક્ષણિક તેમજ મેનેજમેન્ટ પ્રવૃત્તિઓ ,આંતરરાષ્ટ્રીય સેમિનાર માટે પ્રખ્યાત અમદાવાદ મેનેજમેન્ટ એસસિયેશન તથા આઈ.આઈ.એમ.,ચેમ્બર ઓફ કોમર્સ વિગેરે યુવાનો માટે આકર્ષણ ના સ્થાનો બની ગયા છે! આમ વતન અમદાવાદ માટે તો પૂરેપૂરું પુસ્તક લખાય....

એ વતન અમદાવાદ તને લાખો સલામ!!

- હેમંત શાહ
(સિડની,ઓસ્ટ્રેલિયા)



Gujarat has world-class history and heritage, in previous time, Gujarat was ruled by many kings, they left something as memorable which is known as golden heritage. This historical heritage attracts not only to the national tourists but also tourists from different countries as well. Some of them are world famous tourist's places such as Lothal – an ancient port city of old age, existed near the river Sabarmati (Ahmedabad city). Dholavira – Kutch is a small village, an archaeological site, situated in Kutch district of Gujarat which is surrounded by desert of Kutch. This is a massive site, belongs to about 5000 years old Mohenjo-Daro Harappan Civilization. Another place is Champaner this is the one of the most remarkable archaeological site of the Gujarat with Hindu temples and step wells, existed nearby Pavagadh . Rani-Ki-Vav (step well) was built in the 11th century, It was built by Queen Udyamati as a memory of her husband King Bhimdev. It has seven galleries which are laid out in east-west direction. Steps corridors and wall-borders are carved with divine glory and deep understanding. That is established near Patan Taluka – Mahesana district of Gujarat. These all sites are just examples of old age time and now they are under preservation because of famous historical tourist's places.

-Chandresh Patel, London, UK



કોઈપણ દેશની સાચી સંપત્તિ તેની સંસ્કૃતિ છે. વિશ્વના તમામ દેશ, ધર્મ, લોકો... તેમની સંસ્કૃતિથી ઓળખાયા છે અને સમૃદ્ધ પણ છે. આશરે સાડાચાર હજાર વર્ષો જૂની ભારતીય સંસ્કૃતિને કારણે ભારતની ઓળખ જગવ્યાપી છે, આદણીય છે. એમાંય ગુજરાતી સંસ્કૃતિની પણ નોંધ લેવી પડે. વિશ્વના દરેક ખૂણે ભારતીય હોય એમાં ગુજરાતી હોય, જેમાં બેમત નથી. ગળ્યું ખાવાના શોખીન ગુજરાતી બધે જ ગળપણ સાથે ભળી જાય..! ભારતના પ્રધાનમંત્રી નરેન્દ્રભાઇ મોદીએ ગુજરાતના મુખ્યમંત્રીના સમયકાળ દરમ્યાન ગુજરાતની સાંસ્કૃતિક ધરોહરને વિશ્વફલક પર ફેલાવવાના અદભુત પ્રયાસો કર્યા. સફળ પણ રહ્યા.

આજે દુનિયાભરમાં ફેલાયેલા ગુજરાતીઓ વતનથી દૂર રહીને પણ વતનને ભૂલતા નથી. અહીં ગુજરાતી ખાણું અવગણતો અથવા ઓછું સ્વીકારતો ગુજરાતી, પરદેશમાં તેના સ્વાદને સ્નેહથી સ્મરે છે. અને એ જ રીતે વતનની યાદગાર પળો સ્થળોને પણ મમળાવતો રહે છે. ગુજરાતથી પરદેશમાં સ્થળાંતર યુકે, અમેરિકા, ઓસટ્રેલિયા, કેનેડામાં વધારે છે. પરંતુ ફ્રાન્સ, જર્મની, રશિયા,બેલ્જિયમ, આફ્રિકા, સાઉથ અમેરિકામાં પણ હવે ગુજરાતી વેપાર વાણિજ્ય સાથે સંસ્કૃતિ નો પણ વ્યાપ વિસ્તારી રહયા છે.

પેરિસ, સિંગાપોરમાં વર્ષોથી સ્થાયી થયેલા ગુજરાતીઓ હિન્દૂ સનાતન ધર્મ અને ભારતીય / ગુજરાતીપણાને ગૌરવપૂર્ણ રીતે જાળવી રહ્યા છે. ગુજરાતના ઐતિહાસિક, ધાર્મિક સ્થળોના પ્રસાર પ્રચાર માટે બિનનિવાસી ગુજરાતી એક સાચો એમ્બેસેડર છે!

- દિગંત સોમપુરા,
ચેરમેન એન. આર. જી. સેન્ટર અને સેક્રેટરી વિશ્વ ગુજરાતી સમાજ

# પ્રશ્નોત્તરી



**૧) ધોળાવીરા કચ્છના કયા વિસ્તારમાં આવેલ છે?**

☐ માંડવી ☐ લખપત ☐ નખત્રાણા ☐ ખડીર

**૨) ગુજરાતમાં શોધાયેલ પહેલું વહેલું હડપ્પીય સ્થળ કયું છે?**

☐ દેસલપર ☐ રંગપુર ☐ સુરકોટડા ☐ ધોળાવીરા

**3) કચ્છ જિલ્લાના રાપર તાલુકામાં 'બકરકોટ નો ટીંબો' કયા ગામમાં આવેલો છે?**

☐ કાનમેર ☐ શિકારપુર ☐ માધાપર ☐ દેસલપર

**૪) જગતભરમાં અદ્વિતીય એવું હડપ્પીય લિપિ ધરાવતું ૧૦ અક્ષરોનું સાઈનબોર્ડ ક્યાં આવેલું છે?**

☐ કુંતાસી ☐ કાનમેર ☐ ધોળાવીરા ☐ રંગપુર

**૫) રંગપુર કઈ નદીના કિનારે આવેલી હડપ્પીય વસાહતો છે?**

☐ ભાદર ☐ ભોગાવો ☐ તાપી ☐ નર્મદા

**૬) વહાણો લગાવવા માટે કઈ હડપ્પીય વસાહતો ગુજરાતમાં જ નહીં પણ વિશ્વમાં પ્રાચીનતમ છે?**

☐ ધોળાવીરા ☐ રંગપુર ☐ લોથલ ☐ સલપર

**૭) ધોળાવીરાની શોધ કઈ સાલમાં થઈ હતી?**

☐ ૧૯૬૭-૬૮ ☐ ૧૯૬૯-૭૦ ☐ ૧૯૭૧-૭૨ ☐ ૧૯૭૩-૭૪

**૮) ગિરનારની તળેટીમાં ભવનાથનો ભવ્ય મેળો ક્યારે ભરાય છે?**

☐ શિવરાત્રી ☐ શ્રાવણમાસ ☐ દિવાળી ☐ કાર્તિક પૂર્ણિમા

**૯) ભગવાન દત્તાત્રેયનો સિદ્ધપીઠ સ્થાન કયું છે?**

☐ સોમનાથ ☐ દ્વારકા ☐ ઉજ્જૈન ☐ ગિરનાર

**૧૦) દેવની મોરી નામનું બૌદ્ધકાલીન અવશેષો ધરાવતું પુરાતત્વીય સ્થળ ક્યાં આવેલું છે?**

☐ પાવાગઢ ☐ સોમનાથ ☐ શામળાજી ☐ દ્વારકા

**૧૧) કયો મેળો પશુ મેળા તરીકે ઓળખાય છે?**

☐ મોઢેરા નો મેળો ☐ વૌઠાનો મેળો ☐ હાજીપીરનો મેળો ☐ શામળાજીનો મેળો

**૧૨) ગુજરાતમાં કયા જિલ્લામાં સૌથી વધુ મેળા ઉજવાય છે?**

☐ ડાંગ ☐ સુરત ☐ કચ્છ ☐ રાજકોટ

**૧૩) ગુજરાતમાં કયો મેળો સપ્ત સંગમ તરીકે પ્રસિદ્ધ છે?**

☐ વૌઠા નો મેળો ☐ ભવનાથનો મેળો ☐ શામળાજીનો મેળો ☐ તરણેતરનો મેળો

**૧૪) નીચેના પૈકી ક્યા જીવ નો સમાવેશ સરિસૃપમાં થતો નથી?**

☐ સાપ ☐ મગર ☐ ગરોળી ☐ ઉંદર



**વાસ્તુશિલ્પમાં ચાર(૪) પ્રકારની વાવ ગણાવાઈ છે.**

૧) એક મુખ એટલે કે એક તરફનો પ્રવેશદ્વાર ધરાવતી હોય તેવી વાવ નંદા પ્રકારની વાવ કહેવાય છે.

૨) બે મુખ ધરાવતી વાવ ને ભદ્રા' પ્રકારની વાવ કહેવાય છે.

૩) ત્રણ મુખ વાળી વાવ ને જયા પ્રકારની વાવ કહેવામાં આવે છે.

૪) ચો મુખી એટલે કે ચારે તરફથી અંદર ઉતરી શકાય તેવી વાવને વિજયા પ્રકારની વાવ કહે છે.

**વાવના અન્ય ત્રણ પ્રકારો આ મુજબ છે**

૧) દિર્ધિકા વાવ : બત્રીસ હાથ લાંબી, ચાર હાથ પહોળી અને સાડાત્રણ હાથ ઊંચી હોય છે. કેટલાકના મત પ્રમાણે ૩૦૦ ધનુષ્ય લાંબા જળાશયોને 'દિર્ધીકા' કહેવાય

૨) ભોલેરી વાવઃ જેનો અંદરનો ભાગ પહોળો રાખેલો હોય તેવી વાવ.

૩) જીવતી વાવઃ અખૂટ પાણી વાળીવાવ. જે વાવમાં હંમેશા પાણી રહેતું હોય તેને જીવતી વાવ કહે છે.

ઉપયોગિતાની દ્રષ્ટિથી જોઈએ તો વાવ એટલે સહેલાઈથી પાણી મેળવી શકાય તેવો પગથિયાં વાળો કુવો. ગુજરાતમાં વાવ સ્થાપત્યને કલાત્મક સ્થાપત્ય તરીકે ગણવામાં આવે છે. અલંકરણ વડે વસ્તુને આકર્ષક બનાવવી એ તે ગુજરાતી માનવીનું સ્વભાવગત લક્ષણ છે. ગુજરાતની વાવો ને પણ શિલ્પ શોભન વડે એવી સુંદર રીતે સમૃદ્ધ કરી છે કે એ સ્થાપત્યકલાના ઉત્તમ નમૂનારૂપ બની છે.

વાવ (વાપી) નિર્માણનું એક આગવું 'વાપી શિલ્પશાસ્ત્ર' ભારતમાં વિકસ્યું છે. ગુજરાતમાં વાવ નિર્માણના ઉલ્લેખો બીજી સદીથી મળે છે. જોકે હાલમાં ભાવનગર પાસેના હાથમાં થયેલા સંશોધનોમાં વાવ આકારનો કુવો મળી આવ્યો છે. ૧૮મી સદીના અંત સુધી વાવ નિર્માણકાર્ય વ્યાપક સંખ્યામાં થતું રહ્યું હતું. ઓગણીસમી અને વીસમી સદીમાં પણ કેટલીક વાવો બાંધવામાં આવેલી જોવા મળે છે. ગુજરાતમાં જ્યાં પાણીની તંગી વાળા વિસ્તાર છે તેવા વિસ્તારમાં વાવ સ્થાપત્ય જોવા મળે છે.


ગોપી તળાવ, સુરત
ફોટો સંદર્ભ - ઈન્ટરનેટ

### ગુજરાતની પ્રાચીનતમ ગુફાઓ

ગુજરાતના છેક દક્ષિણે મહારાષ્ટ્ર રાજ્ય ની સીમાડે આવેલ ડાંગ જિલ્લો ઘણો જ વિવિધતા સભર છે અને અતિ પ્રાચીન પુરાણા અવશેષો સાચવી રહ્યો છે. ડાંગના મુખ્ય મથક આહવા થી ૩૦ કિલોમીટર દૂર દક્ષિણ તરફ જતા પાંડવા ગામ આવેલ છે. સામાન્ય ગામ જેવું જ આ ગામ પહાડોના ઘેરાવો વચ્ચે છુપાયેલું છે. પાંડવા ગામની પૂર્વમાં આવેલ પહાડીઓમાં ત્રણ કિલોમીટરનો પ્રવાસ કરતા અતિ પ્રાચીન અને આદિમાનવ સાથે સંકળાયેલી પ્રાચીન ગુફાઓ જોવા મળે છે. પ્રથમ ગુફા ૨૦×૨૦ મીટર અને ૨ મીટર ઊંચી છે જ્યારે બીજા નંબરની ગુફા ૧૮×૬ મીટર અને પ્રવેશ ૧ મીટર ઊંચું છે. અર્ધવર્તુળાકાર આ ગુફાઓની અંદર અને બહાર થી પુષ્કળ પ્રમાણમાં પથ્થરોના ઓજાર મળી આવેલ છે. જે બધા ડોલેરાઈટ ના છે. જેમાં હાથ કુહાડી, સ્ક્રેપર, કલીવરનો સમાવેશ થાય છે. અગાઉના વર્ષમાં તત્કાલીન પુરાતત્વ નિયામક શ્રી જે. એમ. નાણાવટી અને તેમની ટીમ ઉપરાંત ડાંગ જિલ્લાના કલેક્ટર શ્રી અને વન વિભાગના અધિકારીઓ તરફથી આ ગુફાઓનું નિરીક્ષણ હાથ ધરાયું. ઓજારો ના આધારે આ ગુફાઓ બે લાખ વર્ષ પૂર્વેની આદિમાનવ સાથે સંકળાયેલી હોવાની વિગતો બહાર આવી છે.

### સૌપ્રથમ અંગ્રેજો નું આગમન

ગુજરાતમાં સૌપ્રથમ અંગ્રેજો એ ઈ.સ. ૧૬૧૪ માં સુરતમાં અને ૧૬૧૫ થી ૧૬૧૮ ના ગાળામાં ખંભાત - ભરૂચ, વડોદરા અને અમદાવાદ ખાતે તેમની શાખાઓ સ્થાપી. ઈંગ્લેન્ડના રાજા જેમ્સ પહેલાં પ્રથમ અધિકૃત એલચી તરીકે ટોમસ રો આવ્યો અને તેને બાદશાહ જહાંગીર પાસેથી ગુજરાતમાં વેપાર કરવાનો પરવાનો મેળવ્યો.

### સૌપ્રથમ દારૂબંધી

ગુજરાતમાં સૌપ્રથમ સોલંકી રાજા કુમારપાળે તેના સમય દરમિયાન દારૂબંધીનો અમલ કરાવેલ. જોકે આ સમયે તેમના આ નિર્ણયનો વિરોધ થયેલો અને રાજ્યની આવક માં ખોટ આવી રહી છે તેવી દલીલો તેમની સામે રજુ કરાયેલ પણ કુમારપાળે તે સામે ધ્યાન ન આપ્યું.

### ગુજરાતનું સૌથી પ્રાચીનતમ મંદિર

જામનગર થી લગભગ ૫૦માઈલના અંતરે આવેલ ગોપ નું મંદિર ગુજરાતના સૌથી પ્રાચીન મંદિરોમાં ગણાય છે આજથી પાંચસો વર્ષ અગાઉ ૫૫૦ ની આસપાસ આ મંદિર બંધાવ્યાનું જણાઈ આવે છે કોઈપણ પ્રકારના સિમેન્ટનો ઉપયોગ કર્યા સિવાય સતત મોટા પથ્થરોથી બાંધવામાં આવ્યુ હોય તેમ લાગે છે.



પંચમહાલ જિલ્લાના પાવાગઢ ને આપણે મહાકાળી માતાના સ્થાનક અને વિશ્વ હેરીટેજ સાઈટ ચાંપાનેરના લીધે ઓળખીએ છીએ પણ આ સ્થળની પ્રાચીનતા ઐતિહાસિકતા વિષે કેટલીક વધારે માહિતી જાણવા જેવી છે. આ વિસ્તારમાંથી આદિમાનવ કાલીન હથિયારોના અવશેષો પ્રાપ્ત થાય છે. અહીં સૌથી જૂની પ્રાચીન વસાહત ઈસવીસન પૂર્વે ત્રીજા સૈકામાં સ્થપાઈ હતી. પાવાગઢ પર્વત પર આવેલા પ્રાચીન અશેષોમાં લકુલીશ મંદિર સૌથી પ્રાચીન ઈ.સ. દસમી સદી આસપાસ નું છે. પંદરમી સદીના અંતિમ ચરણ સુધી પાવાગઢ રાજપૂત રાજાઓ ના હસ્તક રહ્યું હતું. જે પછીથી મહેમૂદ બેગડાએ જીતી લીધું અને ચાંપાનેર ની સ્થાપના કરી પોતાની રાજધાની બનાવી. પાવાગઢ ખાતે વિવિધ સ્થાપત્યો જેવાં કિલ્લાઓ, દરવાજાઓ, મંદિરો, મસ્જિદો, તળાવ અને અનેક રહેણાંક માટેના ભવન આવેલા છે. જે ઈજનેરી કલાના અદભૂત નમૂના રૂપ છે જેના લીધે જ યુનેસ્કો દ્વારા આ સ્થળને વિશ્વ વિરાસત જાહેર કરવામાં આવ્યું છે.





રાજ્યની સૌથી મોટી અને દેશની બીજા ક્રમની ઐતિહાસીક સાઈટ છે ધોળાવીરા નો શાબ્દિક અર્થ ધોળા એટલે સફેદ અને વીરા એટલે કૂવો થાય છે. આ નગરની જળ વ્યવસ્થાપન વિશ્વની પ્રાચીન સભ્યતાઓ માં અનોખી અને યોજનાબદ્ધ છે. નગરની જળ આપૂર્તિ માટે કુવા ની વ્યવસ્થા ઉપરાંત વિશાળ તળાવો પણ બાંધવામાં આવતા. અહીં વરસાદી પાણીના સંગ્રહ માટે તળાવની એક મોટી શ્રુંખલા બાંધવામાં આવેલી હતી જેમાં કચરો અને રેતી તળિયે બેસી જાય અને તળાવમાં ચોખખું પાણી આવે તેવી પદ્ધતિસરની ગાળણ પદ્ધતિ ની વ્યવસ્થા હતી.

શું તમે જાણો છો કે ઈતિહાસને જાણવાં સૌથી આધારભૂત સાધન કયું છે? તે છે અભિલેખ. ભાષામાં અભિલેખ એટલે કોઈ પણ પદાર્થ પર કોતરેલું લખાણ (inscription) અભિલેખો માં શિલાલેખ તામ્રપત્ર, તામ્રલેખ, ધાતુ પ્રતિમા લેખ, સિક્કા પરના લેખ વગેરેનો સમાવેશ કરી શકાય. અક્ષરોને કોતરવાને બદલે તેની આસપાસના ભાગની કોતરી કાઢીને અક્ષરોને ઉપસેલા રાખવામાં આવે છે. જેને સંશોધકોની ભાષામાં અભિલેખણવામાં આવે છે. જે તે પ્રદેશના લેખન વાંચન માટે તે તે પ્રદેશની પ્રાચીન લિપિ ભાષા શીખવી જરૂરી છે. ગુજરાતના અભિલેખોમાં અશોકના શિલાલેખ, ક્ષત્રપોના ચષ્ટી લેખ તથા સિક્કા લેખો, ગુપ્તોના ના સિક્કા લેખો, મૈત્રો, રાષ્ટ્ર કુટો, સોલંકીઓ વગેરેના તામ્રપત્ર લેખો, મંદિરોમાં, વાવમાં, મસ્જિદોમાં, તળાવ માં જોવા મળતા શિલાલેખો, પાળિયા લેખ, પાષાણ અને ધાતુ પ્રતિમા લેખો ખાસ નોંધપાત્ર છે. આધુનિક સમયમાં સાર્વજનિક ઉપયોગીતાધરાવતી અનેક ઘટનાઓ ને લગતા તથા શહીદો વગેરેના સ્મારકો ને લગતા અભિલેખોનો વર્ષ પ્રતિવર્ષ ઉમેરો થાય છે.





આજે સ્મારકોની જાળવણી અને સંરક્ષણ માટે જે પુરાતત્વ વિભાગ છે તેનો શ્રેય અંગ્રેજ અમલદાર લોર્ડ કર્ઝનને જાય છે. એમણે પુરાતત્વ વિષયના સંશોધન અને સંરક્ષણ પર ભાર મૂક્યો હતો તેના શબ્દો હતા કે," it is, in my judgement, equally our duty to dig and discover, to classify, reproduce and describe, to copy and decipher and cherish and to conserve". વર્તમાન સમયમાં આપણે જે પ્રાચીન મંદિરો સ્તૂપો મસ્જિદો મહેલો જોઈ શકીએ છીએ તે કર્ઝન ની દીર્ઘદ્રષ્ટિ ને આભારી છે.

!! તમે આમંત્રિત કરાયા છો અમારી સાથે જોડાઈ વિશ્વકક્ષાએ પહોચવા માટે !!




# " WANTS YOU "

## Vocal for Local

### શું આપ હસ્તકલા વ્યવસાય સાથે સંકળાયેલા છો ?

### શું આપ કોઈ વિશેષ પ્રોડક્ટ ઉત્પાદન કાર્ય સાથે જોડાયેલ છો ?

આપ અથવા આપની આસપાસ કોઈ મહિલાઓનાં સંગઠન દ્વારા અથવા સ્વતંત્રપણે કોઈ હસ્તઉધોગ કાર્યરત હોય તો તેને અમારી સાથે સંકલન કરાવી આપશો જેથી અમો અમારી કક્ષાએ યોગ્ય માર્કેટ પુરુ પાડીશું. વર્તમાન અને આવનાર સમય એવો છે કે એકબીજાનાં સહકારથી આગળ વધીએ અને અમે પણ એ જ પ્રયાસમાં આગળ વધી રહ્યા છીએ જેમાં આપનો સાથ પણ આવશ્યક છે.

gujjuhands@gmail.com | +91 98251 29721